# ષોડશ ગ્રંથો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
તુળશીદાસ લલ્લુભાઈ.

ધંધુકા શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયદ્વારા પ્રકાશિત ગ્રંથમાળા
ગ્રંથરત્ન ૨.

શ્રી આચાર્યજી મહાપ્રભુજી ( શ્રી વલ્લભા-ચાર્યજી ) પ્રણીત.

# ષોડશ ગ્રંથો.

ઘણીજ સરળ ગુજરાતી સમજણ સહિત.

સાધારણ ભણેલા વૈષ્ણવો તથા વિદ્યાર્થીઓને
અભ્યાસ માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
તુળશીદાસ લલ્લુભાઇ.
શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના મંત્રી-ધંધુકા.

લેખક—ગિરધરદાસ મુળજી શાહ.
તાલુકા સ્કૂલ માસ્તર—મુ. બરવાળા.

સંવત. ૧૯૭૯. સને ૧૯૨૩.
આવૃતિ બીજી પ્રત ૧૦૦૦.

નોછાવર ૦-૪-૦ પોસ્ટેજ ૦-૧-૦ જુદો.

# પ્રસ્તાવના.

૧ શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પ્રમાણ ચતુષ્ટય ( વેદ, બ્રહ્મસૂત્ર, ભગવદ્ગીતા અને ભાગવત)ની એકવાકયતા કરી, તેના નિશ્ચયરૂપ જુદી જુદી બાબત ઉપર નાના નાના નિબંધો (ગ્રંથો) લખ્યા છે, તેને પ્રકરણ ગ્રંથો કહે છે. તેવા ગ્રંથો મંગળાચરણરૂપ શ્રી યમુનાષ્ટક સુદ્ધાં ૧૬ છે, માટે ષોડશ ગ્રંથોને નામે પ્રસિદ્ધ છે.

૨ આ ગ્રંથોને પ્રકરણ ગ્રંથો કહેવાનું કારણ કે, આ ગ્રંથોનો અભ્યાસ પ્રમાણ ચતુષ્ટય અને તેને અનુકૂળ બીજા ગ્રંથો સમજવામાં અને તેની એકવાકયતા કરવામાં ઉત્તમ સાધનરૂપ છે.

૩ ભક્તિમાર્ગના ગ્રંથો પરમતવાળાઓએ પણ પોતાની ઇચ્છાનુસાર ભાષાંતર કરી બહાર પાડયા છે, તેવા ગ્રંથો વાંચવાથી તેમણે પોતાના મત અનુસાર કરેલા ખોટા અર્થનો ભાસ અંતઃકરણમાં પેસી ગયા બાદ આ ભક્તિમાર્ગનું નિર્દોષ શુદ્ધ સ્વરૂપ જાણવું ઘણું કઠણ પડે તેમ છે; માટે ભક્તિમાર્ગમાં રહેલ તમામને આ ષોડશ ગ્રંથોનો અભ્યાસ શરૂથીજ ઘણોજ જરૂરનો છે. આ ગ્રંથોનો અભ્યાસ થયા બાદ બીજા ગ્રંથોનાં વાંચનથી મોહનો સંભવ થોડો રહેશે.

૪ પુષ્ટિમાર્ગીય બીજા ગ્રંથોનો અભ્યાસ કરવામાં પણ આ ષોડશ ગ્રંથોનો અભ્યાસ પરમસાધનરૂપ છે, એટલુંજ નહિ પરંતુ આ ષોડશ ગ્રંથોના અભ્યાસ વગર બીજા ગ્રંથોમાં પણ મોહ થવાનો સંભવ રહે છે, માટે પ્રથમથીજ આ ગ્રંથોનો અભ્યાસ ખાસ જરૂરનો છે.

૫ આ સહેલી ભાષામાં અને સાધારણ વિચારવાળા પુસ્તકનો અભ્યાસ થયા બાદ વધારે જિજ્ઞાસા થતાં આ ગ્રંથોની વિસ્તારવાળી અને વધારે ગહન ટીકાવાળા પુસ્તકો પણ સમજી શકાશે.

૬ આ પુસ્તકની સાધારણતા ભાષા અને તેવાજ વિચારો તરફ વિદ્વાન અને ભક્તો અવગુણના નહિ કરતાં મીઠી નજરથી જોશે અને સાધારણ વર્ગમાં ફેલાવો કરવા બનતી મદદ કરશે. વળી તેમના તરફથી કાંઈ સુધારો વધારો કરવા સૂચના થશે તો તે ઘણા ઉપકાર સાથે ગ્રહણ કરવામાં આવશે.

૭ આ પુસ્તક લખવામાં વિશેષે કરીને પરમકૃપાળુ ગોસ્વામી શ્રી નૃસિંહલાલજી મહારાજકૃત આ ગ્રંથોની વ્રજભાષામાં સંક્ષિપ્ત ટીકા છે તેનો આશય લીધો છે, પણ બહુ ઉંડા વિચારોને બદલે શ્લોકના અર્થની હદમાં રહી સહેલા સમજાય તેવા વિચારો જણાવવા પ્રયત્ન કર્યો છે.

૮ પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતનું જ્ઞાન થવા ઠામ ઠામ શાળાઓ કાઢવાની જરૂર છે એ બાબત સર્વમાન્ય થએલી છે. તેવી શાળાઓમાં આ ગ્રંથોનો અભ્યાસ કરાવવા આ પુસ્તક ઉપયોગી થાય તે માટે બનતી ચીવટ રાખવામાં આવી છે.

૯ આ પુસ્તકની ફક્ત ૧૦૦૦ નકલ છપાવવામાં આવી છે જેથી દરેક નકલનું બંધામણી સાથે લગભગ ૭।। આના ખર્ચ થયું છે, પરંતુ વધારે નકલો એક સાથે છપાવતાં દર નકલે લગભગ ૨।। આના ખર્ચ થાય તેમ છે, તો ધનવાન અને ભાવિક વૈષ્ણવોને આ ગ્રંથોને વિશેષ વિસ્તાર કરવાની ઉત્કંઠા થાય, અને મફત વહેંચવામાં આવે

અથવા ખર્ચ થાય તેથી પણ કાંઈ કમી, નામનું નોછાવર રાખી ફેલાવો કરવામાં આવે, તેવા કરારથી અમારી પાસેની નકલો અમારે થએલ વાસ્તવિક ખર્ચથી અમારી પાસેની સીલીક રહેલી ખરીદી લેવામાં આવશે તો આ ગ્રંથના કાયદેસરના તમામ હક અમો છોડી દેવા ખુશી છીએ.

૧૦ શુદ્ધિપત્ર પ્રમાણે ગ્રંથમાં સુધારો કરવા વિનંતિ છે.

સંવત ૧૯૭૯ ના વૈશાખ સુદિ પૂર્ણિમા.

લેખક

દાસાનુદાસ

**ગિરધર મૂળજી શાહ.**

તાલુકા સ્કૂલ માસ્તર

**બરવાળા** (તા. ધંધુકા.)

# બીજી આવૃત્તિની

# પ્રસ્તાવના.

૧ પ્રથમ આવૃત્તિ ટુંક વખતમાં ખપી ગઇ હતી પરંતુ ત્યાર પછી લડાઇને લીધે કાગળ અને છપામણીની ઘણી મોંઘવારી થઈ જવાથો બીજી આવૃત્તિ છપાવવામાં ઘણી ઢીલ થઈ છે.

૨ દેશ પરદેશથી પણ આ ગ્રંથની માગ ઘણી થવાથી તેમજ શેઠ ગિરધરદાસ મંગળદાસ દેસાઇ નડીયાદના એ પોતાના તરફથી પાંચસો નકલો વૈષ્ણવોમાં વહેંચવાને માટે છપાવવા માગણી કરવાથી હાલ છપાવવાનું બની આવ્યું છે.

૩ ગઈ આવૃત્તિમાં કેટલાક ગ્રંથમાં સારાંશ લખ્યો નહોતો તે આ આવૃત્તિમાં લખવામાં આવ્યો છે અને તમામ ગ્રંથો માટે ટુંકમાં તે કયા કઈ બાબતમાં સાધનરૂપ થાય છે તે બતાવનાર એક ઉપોદ્ઘાત લખ્યો છે.

૪ કોઇ વૈષ્ણવને કંઇપણ ન્યોછાવર લીધા વિના કે છપામણી ખર્ચ સીવાય કાંઇ પણ રકમ ચડાવ્યા સીવાય આ ગ્રંથની નકલો છપાવવી હશે તો તેમને લેખક તરફથી આ લેખથીજ રજાપાત આપવામાં આવે છે. તેવી રીતે આ ગ્રંથની નકલો છપાવી ફેલાવવામાં ફરીથી લેખકની વધારે રજાપાત લેવાની ફરજ રહેતી નથી.

# ઉપોદ્ઘાત.

આ વ્યવહાર ( સંસાર ) સંનિપાતરૂપ એટલે ત્રિદોષ ( કર્મ
ા, જ્ઞાનદોષ અને પ્રેમદોષ ) રૂપ છે. તે ત્રિદોષમાંથી મુક્ત
ા માટે આ પ્રકરણ ગ્રંથો સાધનરૂપ છે.

(૧) જીવે કરેલા સાધનથી આ ત્રિદોષ પુરેપુરા મટતા નથી
ણ કે જીવનો સ્વભાવ દોષવાળો છે જેથી પોતાના સ્વભાવ અનુ-
ર જીવ જે સાધન કરે તેથી તે દોષ તદ્દન નિર્મૂલ થાય નહીં.
ટે જીવ શ્રવણાદિક સાધનથી કરે તે ઉપરાંત જ્યારે ભગવત્કૃપા
ા ત્યારેજ તે દોષો નિઃશેષ નાશ પામે છે એમ શ્રી આચાર્યજી
જ્ઞા કરે છે, શ્રી યમુનાજી શ્રી ઠાકોરજીની કૃપા શક્તિ છે માટે
યમુનાજીની કૃપા થાય ત્યારેજ એ દોષો નિઃશેષ નાશ પામે છે
ટે હંમેશ **શ્રી યમુનાષ્ટક**નો પાઠ કરવાની જરૂર છે.

(૨) **બાલબોધ**—આ જગતનો કર્ત્તા એક છે અને એ એક-
જ ઇચ્છા પ્રમાણે આ જગતનો તમામ વ્યવહાર ચાલે છે અને
તેજ આધીન સર્વ છે. વળી તે સર્વ શક્તિમાન્ છે માટે પોતાનું
થવા માટે અનેકના આશ્રયની જરૂર નથી. તે સર્વ સમર્થ
ભુમાંજ અનન્ય ભાવ રાખવો જરૂરનો છે એવો નિશ્ચય રાખ્યા
ના જ્ઞાનની સ્થિરતા થતી નથી એમ બાળબોધગ્રંથથી ઉપદેશે છે.

(૩) **સિદ્ધાંત મુક્તાવલી**—અનન્યતાનો નિશ્ચય થયા પછી તે
નન્યતા જેના પ્રત્યે રાખવાની છે તેવો સર્વ શક્તિમાન્ પ્રભુ કોણ

તે જિજ્ઞાસા સહજ થાય તે આ ગ્રંથમાં બતાવે છે કે તેવા સર્વ ક્તિમાન્ પ્રભુ **શ્રી કૃષ્ણ** છે અને તેમની સેવા કરવી એ મુખ્ય ર્તવ્ય છે. સેવા કરવાથી કર્મ દોષ નાશ પામશે એટલુંજ નહિ પરંતુ ન દોષ અને પ્રેગ દોષ પણ નાશ પામવા માટે આ જગત અને નો પ્રભુ સાથે શો સંબંધ છે તે સંબંધી તથા પ્રભુ અને જીવને સંબંધ છે તેનું જ્ઞાન જોઇએ તે પણ આ ગ્રંથ ઉપદેશે છે.

(૪) **પુષ્ટિ પ્રવાહ મર્યાદા ભેદ**–ઉપરના ગ્રંથથી પ્રભુ સંબંધનું ન થયા છતાં જો જીવને સૃષ્ટિ ભેદનું જ્ઞાન ન થયું હોય તો અનેક શય થવાનો સંભવ છે તે સૃષ્ટિ ભેદનું જ્ઞાન **પુષ્ટિ પ્રવાહ મર્યાદા દથી** થાય છે.

(૫) **સિદ્ધાંત રહસ્ય**–બાળબોધથી અનન્યતા, સિદ્ધાન્ત મુ-ાવલીથી પ્રભુ સેવા અને પ્રભુનો જગત સાથે સંબંધ તથા પ્રભુ ને જીવના સંબંધનું જ્ઞાન, પુષ્ટિ પ્રવાહ મર્યાદા ભેદથી જીવ સૃષ્ટિ દનું જ્ઞાન થયા પછી પુષ્ટિ જીવની આ વ્યવહારમાંથી અંતઃકરણની વૃત્તિ ઓછી થઇ પ્રભુમાં આસક્તિ થાય છે ત્યારે વ્યવહારમાં ગેલ આત્મા અને આત્મીય પદાર્થ તમામને પ્રભુમાં યોજવાની ત્તિ શ્રી યમુનાજીથી કૃપા થાય છે એટલે તે પુષ્ટિ જીવ પ્રભુ પ્રત્યે ાત્મ નિવેદન કરે છે. ત્યાર પછી જીવે શું કરવું તે આ **સિદ્ધાંત હસ્ય** ગ્રંથ બતાવે છે તેથી પુષ્ટિ જીવની ખાતરી થાય છે કે ત્રિદોષ ઃશેષ મટાડવા માટે અને પ્રભુમાં આશક્તિ થઈ નિવેદન સિદ્ધ વા માટે આ ગ્રંથમાં બતાવેલ અસમર્પિત ભોજનનો ત્યાગ વિગેરે ાય કરવા પરંતુ સહજાદિ પાંચ દોષના નિવારણ માટે પ્રાયશ્ચિ-દિ ક્રિયાઓ આ પુષ્ટિ માર્ગમાં કરવા યોગ્ય નથી.

(૬) **नवरत्न**
(૭) **अंतःकरण प्रबोध** } સેવા કરવામાં અનેક પ્રકારનો

ઉદ્વેગ બાધક થાય છે તેનો નાશ કરવા માટે આ બે ગ્રંથ છે. **नवरत्न** ગ્રંથમાં મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકારના ન્યારા ન્યારા શોધનાના ઉપાય બતાવ્યા છે અને તેથી પણ અવશેષ રહેલ ઉદ્વેગનો નાશ થવા માટે આખા અંતઃકરણને સાવધાન કરી **अंतःकरण प्रबोध** ગ્રંથમાં ઉપદેશ કરેલો છે.

(૮) **विवेक धैर्याश्रय**—ભક્તે પ્રભુ પ્રત્યે કેવો વિવેક રાખવો, આ વ્યવહારમાંથી દેહ ઇંદ્રિય વિગેરેનો અધ્યાસ છોડતાં છતાં કેવું ધૈર્ય રાખવું તે અને દરેક શક્ય અને અશક્ય બાબતમાં હરિનું શરણ વિચારવું એ આશ્રય—આ ગ્રંથમાં બતાવેલો છે.

(૯) **कृष्णाश्रय**—આશ્રયમાં હરિનું શરણ રાખવા ઉપરના ગ્રંથમાં કહેલ છે તો હરિ એટલે ભક્તના ત્રિવિધ દુઃખ હરિ ભક્તને નિર્ભય કરનાર એવો અર્થ છે. હરિ શબ્દને લાયક ફક્ત **श्री कृष्ण** જ છે માટે બીજાનો આશ્રય છોડી શ્રી કૃષ્ણનોજ આશ્રય સિદ્ધ થવા આ ગ્રંથનો શ્રી કૃષ્ણ સાનિધ્ય હંમેશ પાઠ કરવા શ્રી આચાર્યજી આજ્ઞા કરે છે.

(૧૦) **चतुःश्लोकी**—શ્રી કૃષ્ણના પ્રાગટ્યમાં ચતુર્વ્યૂહનો તેમજ રસાત્મક પુરૂષોત્તમ એ પાંચેનો સમાવેશ થાય છે અને તે પાંચ સ્વરૂપની ન્યારી ન્યારી લીલાઓ છે તો તેમાં કયા સ્વરૂપનો દૃઢ આશ્રય કરવો કે જેથી અલૌકિક પુરૂષાર્થની પ્રાપ્તિ થાય તે રસાત્મક પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ શ્રી ગોકુલાધીશનો દૃઢ આશ્રય રાખવા

ગ્રંથમાં જણાવ્યું છે.

(૧૧) **भक्तिवर्द्धिनी**—ભક્તના સ્વભાવ અને અધિકાર અનુ-ભક્તિનો વધારો થાય તેવા ઉપાય આ ગ્રંથમાં બતાવ્યા છે.

(૧૨) **जलभेद**—વક્તાના ૨૦ પ્રકારના ભેદ બતાવ્યા છે. ગ્રંથના અભ્યાસથી કયા વક્તાની પાસેથી કરેલું શ્રવણ લાભ- છે અને કયા વક્તા પાસેથી કરેલું શ્રવણ નુકસાન કરનાર છે મજાય છે.

(૧૩) **पंचपद्यानि**—શ્રોતાના ભેદ બતાવ્યા છે. આ ગ્રંથના ાસથી શ્રવણથી પોતાની યોગ્યતા કેટલી થઈ છે તે સમજાય પોતાની યોગ્યતા કરતાં પોતે પોતાને માટે ઉંચો મત ધરાવતા ો તો આ ગ્રંથથી તે ભ્રમ નાશ પામે છે.

(૧૪) **संन्यास निर्णय**—ત્યાગનું ખરૂં સ્વરૂપ આ ગ્રંથ ે છે.

(૧૫) **निरोधलक्षण**—પ્રભુમાં ભક્તનો પોતાનો અંતઃકરણનો ્ર કેવો થયો છે તે આ ગ્રંથથી જણાય છે અને નિરોધ ા ઉપાય પણ આ ગ્રંથમાં બતાવ્યા છે.

(૧૬) **सेवाफल**—શ્રી ઠાકોરજીની સેવાનું અધિકાર પ્રમાણે પ્રકારના ફળ બતાવ્યા છે અને તેવું ફળ મલવામાં પ્રતિબંધો ાત્ર છે તે અને તે પ્રતિબંધો નાશ કરવાના શું શું ઉપાય છે તાવ્યું છે.

એ પ્રમાણે ત્રિદોષનો નાશ થવા માટે આ પુષ્ટિમાર્ગીય સાધન

બતાવ્યાં છે આ ષોડશ ગ્રંથોનો અભ્યાસ થયા પછી પુષ્ટિ માર્ગના રહસ્ય ગ્રંથોમાં ભ્રમ થતો નથી એટલુંજ નહીં પણ મન નિઃશંક બનવાથી સાધનરૂપ કરેલી સેવા ભગવદીઓની કૃપાથી ફળ રૂપ સાક્ષાત્સ્વરૂપના સંબંધવાળી થાય છે.



# અનુક્રમણિકા.

પૃષ્ઠ.

॥ श्री कृष्णाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

# ॥ अथ श्रीयमुनाष्टकम् ॥

---

नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा ।
मुरारिपदपंकजस्फुरदमंदरेणूत्कटाम् ॥
तटस्थनवकाननप्रकटमोदपुष्पांबुना ।
सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् ॥ १ ॥

આ શ્લોકમાં શ્રીયમુનાજીનાં ત્રણ વિશેષણ આપ્યાં છે.

(१) सकलसिद्धिहेतुम्–સકળ અલૌકિક સિદ્ધિઓના કારણરૂપ,

(२) मुरारिपदपंकजस्फुरदमंदरेणूत्कटाम्–મુરારિના ચરણકમળની અમંદ ( જલ સમૂહથી વધારે ) ઘણી રજ જેમાં છે એવાં,

(३) तटस्थनवकाननप्रकटमोदपुष्पांबुनासुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् પ્રભુનું સ્મરણ થાય એવી શોભાને ધારણ કરનાર હોવાથી, તટમાં રહેનાર નવીન વનમાંના પ્રકટ સુગંધયુક્ત હર્ષ રૂપી ફળ સહિત જલવડે, સુર ( દીનતા ભાવવાળા ) અને અસુર ( માન ભાવવાળા ) ભક્તોએ, સારી રીતે પૂજા કરાયેલાં એવાં,

यमुनाम् अहं मुदा नमामि–શ્રીયમુનાજીને હું હર્ષથી નમું છું.

कलिंदगिरिमस्तके पतदमंदपूरोज्ज्वला ।
विलासगमनोल्लसत् प्रकटगंडशैलोन्नता ॥
सघोषगतिदंतुरा समधिरूढदोलोत्तमा ।
मुकुंदरतिवर्द्धिना जयति पद्मबंधोः सुता ॥ २ ॥

આ શ્લોકમાં ૭ વિશેષણ આપી શ્રીયમુનાજીનો આવિર્ભાવ બતાવ્યો છે.

(१) कलिंदगिरिमस्तके पतदमंदपूरोज्ज्वला–(સૂર્ય મંડળમાં જે નારાયણ સ્વરૂપ છે, તેના આનંદાત્મક હૃદયથી દ્રવીભૂત રસાત્મક પ્રકટ થયેલાં શ્રીયમુનાજી તે સૂર્યમંડળથી) કલિંદ ગિરિ ઉપર પડવાથી તીવ્ર પૂરથી ઉજ્વળ દેખાતાં,

(२) विलासगमनोल्लसत्प्रकटगंडशैलोन्नता–વિલાસગતિ રૂપ સુશોભિત અને પ્રકટ ગંડશૈલોવડે ઉંચાં દેખાતાં,

(अ) વિલાસગતિ–ઉંચે નીચે પર્વતમાં ચડવું ઉતરવું, એ રૂપી વિલાસગતિ તેવડે સુશોભિત,

(आ) પ્રકટ–સ્પષ્ટ દેખાતાં.

(इ) ગંડ શૈલોન્નતા–ફેંકાતા પાષાણુથી ઉંચાં દેખાતાં;

(૩) सघोषगतिदंतुरा–શબ્દ સહિત પ્રવાહની ગતિથી દરીઆનાં મોજાંની પેઠે ચડતા ઉતરતા વિવિધ વિકારવાળાં,

(४) असमधिरूढदोलोत्तमा—ઉત્તમ દોલામાં જાણે સારી રીતે

આરોહણ કરાએલાં હોય નહિ શું ? એવાં બીરાજમાન,

(૫) मुकुंदरतिवर्द्धिनी–મુકુંદ (મોક્ષદાતા શ્રીકૃષ્ણ)ની પ્રીતભક્ત પ્રત્યે વધારનારાં, તથા ભક્તની પ્રીતિ મુકુંદમાં વધારનારાં,

(૬) पद्मबन्धोः सुता–પદ્મના ભાઈ સૂર્ય તેમનાં સુતા શ્રીયમુનાજી जयति સર્વથી શ્રેતષ્ઠાથી બિરાજે છે.

भुवं भुवनपावनीम् अधिगतामनेकस्त्वनैः ।
प्रियाभिरिव सेवितां शुकमयूरहंसादिभिः ॥
तरंगभुजकंकणप्रकटमुक्तिकावालुका ।
नितंबतटसुंदरीं नमत कृष्णतूर्यप्रियाम् ॥ ३ ॥

શ્રીયમુનાજી પૃથ્વી ઉપર પધાર્યા પછીનાં પાંચ વિશેષણ આપ્યાં છે.

(૧) भुवनपावनीम्–જગત્માં સ્વજનને પાવન કરનારાં,

(૨) भुवं अधिगताम्–પૃથ્વી ઉપર પધારેલાં,

(૩) प्रियाभिः इव अनेकस्वनैः शुकमयूरहंसादिभिः सेवितां–પ્રિય શ્રીગોપીજનોએ (શ્રીયમુનાજીનું) સેવન કરેલછે, તેની પેઠે અનેક સ્વરવડે શુક, મયૂર અને હંસોવડે સેવાયેલાં,

(૪) तरंगभुजकंकणप्रकटमुक्तिकावालुकानितंबतटसुंदरीम्–તરંગ રૂપી શ્રીહસ્તમાં પહેરેલ કંકણ મધ્યેના જણાતા મોતી રૂપી વેણુયુક્ત નિતંબ રૂપી તટવાળાં સુંદરી,

(૫) कृष्णतूर्यप्रियाम्–શ્રીકૃષ્ણનાં ચોથાં પ્રિયા, શ્રીયમુનાજીને नमत હે ભકતો તમે નમો.

अनंतगुणभूषिते शिवविरंचिदेवस्तुते ।
घनाघननिभेसदा ध्रुवपराशराभीष्टदे ॥
विशुद्धमथुरातटे सकलगोपगोपीवृते ।
कृपाजलधिसंश्रिते मम मनः सुखं भावय ॥ ४ ॥

આ શ્લોકમાં શ્રીયમુનાજીને સંબોધનથી સાત વિશેષણ આપેલાં છે.

(૧) अनंतगुणभूषिते-અનંત ગુણોથી શોભાયમાન,
(૨) शिवविरंचिदेवस्तुते-શિવબ્રહ્માદિ દેવવડે સ્તુતિ કરાયેલાં,
(૩) घनाघननिभे-ગાઢ મેઘના સરખી કાંતિવાળાં,
(૪) सदाध्रुवपराशराभीष्टदे-ધ્રુવ અને પરાશરને ઇચ્છિત ફળ આપનાર
(૫) विशुद्धमथुरातटे-વિશુદ્ધ મથુરાજી જેમના તટ ઉપર આવેલાં છે એવાં,
(૬) सकलगोपगोपीवृते-સકળ ગોપ અને ગોપીથી વીંટાએલાં,
(૭) कृपाजलधिसंश्रिते-કૃપાજલધિ જે શ્રીકૃષ્ણ, તેમનો આશ્રય કરીને રહેલાં,

શ્રીયમુનાજી મમમનઃસુખંભાવય મારા મનના સુખને વિચારો.

ययाचरणपद्मजा मुररिपोः प्रियंभावुका ।
समागमनतोऽभवत् सकलसिद्धिदासेविताम् ॥
तया सदृशतामियात् कमलजा सपत्नीवयत् ।
हरिप्रियकलिंदया मनसि मे सदास्थीयताम् ॥ ५ ॥

સર્વથી શ્રીયમુનાજીની શ્રેષ્ઠતા બતાવાય છે.

(૧) यया समागमनतः चरणपद्मजा मुररिपोः प्रियंभावुका अभवत् જેની સાથે સમાગમ થવાથી શ્રીઠાકોરજીના ચરણકમળમાંથી પ્રગટ થયેલાં શ્રીગંગાજી મુરારિના પ્રિય ભાવવાળાં થયાં, ( च यः ) અને જે,

(૨) सेविताम् सकलसिद्धिदा अभवत्-પોતાની સેવા કરનારને સકળ સિદ્ધિ આપનાર થયાં,

(૩) तया सदृशता का इयात् તે શ્રીયમુનાજીની સાથે બરાબરી કોણ પામે ?

(૪) यदि इयात् (तर्हि) कमलजा सपत्नी इव इयात् જો બરાબરી પામે તો સપત્ની (શોકય) શ્રીલક્ષ્મીજીજ કાંઇક પામે. ( इव થોડાપણું બતાવનાર અવ્યય છે. )

(૫) हरिप्रियकलिंदया मे मनसि सदा स्थीयताम्-હરિના પ્રિય ભકતોના કલેશને ખંડન કરનારાં શ્રીયમુનાજી મારા મનમાં હમેશાં બિરાજો.

नमोऽस्तु यमुने सदा तव चरित्रमत्यद्भुतं ।
न जातु यमयातना भवति ते पयः पानतः ॥
यमोऽपि भगिनीसुतान् कथमुहंति दुष्टानपि ।
प्रियो भवति सेवनात् तव हरेर्यथा गोपिकाः ॥६॥

(૧) हे यमुने सदा नमः अस्तु-હે યમુનાજી તમને સદા નમન હો,

(૨) तव चरित्रम् अति अद्भुतं–આપનું ચરિત્ર અતિ અદ્ભુત છે,

(૩) ते (तव) पयपानतः यमयातना जातु न भवति–તમારા પય ( જળ ) પાનથી યમ સંબંધી દુઃખ ક્યારે પણ થતું નથી.

(૪) यमः अपि भगिनीसुतान् दुष्टान् अपि कथम् उ हन्ति? યમ પણ ભાણેજ દુષ્ટ છતાં પણ તેને અરે શું મારે છે ? ના.

(૫) यथागोपिकाः तव सेवनात् हरेः प्रियाः अभवन् तथा तव सेवनात् जीवः हरेः प्रियः भवति–જે પ્રમાણે ગોપી-જનો તમારા સેવનથી હરિને પ્રિય થયાં છે તે પ્રમાણે તમારા સેવનથી જીવ હરિને પ્રિય થાય છે.

ममास्तु तव सन्निधौ तनुनवत्वमेतावता ।
न दुर्लभतमारतिः मुररिपौ मुकुंदप्रिये ॥
अतोऽस्तु तव लालना सुरधुनी परं संगमात् ।
तवैव भुवि कीर्तिता न तु तदापि पुष्टिस्थितैः ॥७॥

(१) हे मुकुंदप्रिये तवसन्निधौ ममतनुनवत्वम् अस्तु एतावता मुररिपौ रतिः दुर्लभतमा न–હે મુકુંદપ્રિયે આપની સમીપમાં મારા શરીરનું નવાપણું હો. ( સેવોપયોગી નવીન દેહ થાઓ ) એટલાથી મુરારિમાં પ્રીતિ થવી અતિ દુર્લભ નથી.

(૨) अतः तव लालना अस्तु–એ પ્રમાણે આપનું મારા પ્રત્યે લાલન હો,

(૪) सुरधुनी परं तव एव संगमात् भुवि कीर्तिता पुष्टिस्थितैः तु कदापि तव विना कीर्तिता न–શ્રીગંગાજી પણ કેવળ આપનાજ સંગમથી પૃથ્વીમાં વખણાયેલાં છે, પણ આપના વિના એકલાંને વખાણેલાં નથી, તેમાં પણ પુષ્ટિ (અનુગ્રહ) માર્ગમાં રહેલા જીવો એ તો આપના વિના ક્યારે પણ વખાણેલા નથી.

स्तुतिं तव करोति कः कमलजा सपत्निप्रिये ।
हरे र्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ॥
इयं तव कथाधिका सकलगोपिकासंगम ।
स्मरश्रमजलाणुभिः सकलगात्रजैः संगमः ॥ ८ ॥

(૧) हे कमलजा सपत्नि हे प्रिये तव स्तुति कः करोति–લક્ષ્મીજીનાં શોક્ય હે પ્રિયે (શ્રીયમુનાજી) તમારી સ્તુતિ કોણ કરે છે–કરી શકે છે–કોઈ કરી શકતું નથી.

શ્રી લક્ષ્મીજી અને શ્રીયમુનાજીની સેવા કરવાના ફળની સરખામણી કરાય છે કે,

(૨) यद् अनुसेवया आमोक्षतः सौख्यम्–શ્રીલક્ષ્મીજીનું પ્રભુની સાથે સેવનવડે મોક્ષ પર્યંત સુખ થાય છે, પરંતુ તમારી સેવાથી,

(૩) सकलगात्रजैः सकलगोपिकासंगमस्मरश्रमजलाणुभिः संगमः भवति—સર્વ શ્રી અંગથી ઉત્પન્ન થયેલાં, સર્વ

ગોપીજનના સમાગમથી થયેલાં કામ સંબંધી જે શ્રમ જલનાં બિંદુઓ, તે સાથે સમાગમ થાય છે.

(૪) इयं तव कथा अधिका—આ તમારી કથા અધિક છે.

तवाष्टक मिदं मुदा पठति सूरसूतेसदा ।
समस्तदुरितक्षयो भवति वै मुकुंदे रतिः ॥
तया सकलसिद्धयो मुररिपुश्च संतुष्यति ।
स्वभावविजयो भवेद् वदति वल्लभः श्रीहरेः ॥ ९ ॥

(१) हे सूरसूते तव इदं अष्टकं यः पठति तस्य समस्तदुरितः क्षयः भवति च मुकुंदे रतिः भवति च तया (रत्या-प्रीत्या) सकलसिद्धयः भवन्ति च मुररिपुः संतुष्यति च स्वभाव-विजयः भवेत्—હે સૂર્યનાં પુત્રી આપનાં આ અષ્ટકનો જે પાઠ કરે છે તેનાં (૧) બધાં પાપોનો નાશ થાય છે, (૨) મુકુંદમાં પ્રીતિ થાય છે, (૩) તે પ્રીતિવડે સકલ અલૌકિક સિદ્ધિ થાય છે, (૪) મુરારિ સારી રીતે પ્રસન્ન થાય છે અને છેવટ (૫) સ્વભાવનો વિજય થાય છે. એ અનુક્રમે ફળ પ્રાપ્ત થાય છે.

(२) इति श्रीहरेः वल्लभ वदति—એ પ્રમાણે શ્રીહરિના વ-હાલા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે.

॥ इति श्री यमुनाष्टकम् संपूर्णम् ॥



॥ श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

# ॥ श्रीबालबोध ग्रन्थः ॥

---

नत्वा हरिं सदानंदं सर्वसिद्धांतसंग्रहम् ॥
बालप्रबोधनार्थाय वदामि सुविनिश्चितम् ॥ १ ॥

અર્થઃ—સદા આનંદરૂપ હરિને નમીને, સારી રીતે વિશેષે કરીને નિશ્ચય કરેલા સર્વ સિદ્ધાંતના સંગ્રહને બાળકોને માટે કહું છું.

બાળ કે વૃદ્ધ, અજ્ઞાની કે જ્ઞાની, વગેરે તમામ અવસ્થામાં અને સર્વકાળ દરેકનો સ્વાભાવિક ધર્મ એ છે જે—હરિને નમન કરવું, માટે પ્રથમ હરિને નમન કરીને નિશ્ચય કરેલો સર્વ સિદ્ધાંતનો સંગ્રહ કહે છે.

આ ગ્રન્થમાં પોતાને ઈષ્ટ સિદ્ધાંત બતાવ્યો નથી, કારણ કે આ સિદ્ધાંત તો બાળબુદ્ધિ (શાસ્ત્ર વિષયમાં અજાણ્યા) મનુષ્યોના લાભ માટે છે, જેથી તેને લાયક સર્વ સિદ્ધાંત બતાવ્યા બાદ મન જ્યારે ભમતું અટકે, ત્યાર પછી ભક્તિમાર્ગમાં ક્યો સિદ્ધાંત ઈષ્ટ (સૌથી વધારે ઇચ્છવા લાયક) છે, તે હવે પછીના ગ્રંથ સિદ્ધાંત મુક્તાવલીમાં બતાવ્યો છે.

**धर्मार्थकाममोक्षाख्याः चत्वारोर्था मनीषिणाम् ॥**
**जीवेश्वरविचारेण द्विधातेहि विचारिताः ॥२॥**

**અર્થ**—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ નામે મનુષ્યોના ચાર અર્થો જીવવિચારવડે અને ઇશ્વરવિચારવડે, એમ બે પ્રકારે વિચારાયેલા છે.

જીવ ઇશ્વરનો અંશ છે, છતાં સ્વરૂપના અજ્ઞાનને લીધે ઇશ્વરના જેવા શુદ્ધ વિચારવાળો નથી. જો કે ઋષિ મુનિઓને કેટલેક દરજે સ્વરૂપનું અજ્ઞાન નાશ પામેલું હોય છે, જેથી જેટલે દરજે તેમનું અજ્ઞાન નાશ પામ્યું હોય તેટલે દરજે તેમના વિચાર શુદ્ધ હોય છે, જેથી ઋષિઓમાં જીવ બુદ્ધિ હોયજ, માટે તેમના વિચારમાં આવેલા ચાર પુરૂષાર્થ અને ઇશ્વરના શુદ્ધ વિચારમાં આવેલા ચાર પુરૂષાર્થ એ બેમાં તારતમ્ય ( ગૌણ અને વિશેષપણું ) છે, માટે બે પ્રકારના પુરૂષાર્થો છે, એમ કહેલું છે.

**अलौकिकास्तु वेदोक्ताः साध्यसाधनसंयुताः ॥**
**लौकिका ऋषिभिः प्रोक्ताः तथैवेश्वर शिक्षया ॥ ३ ॥**

**અર્થ**—સાધ્ય અને સાધનસહિત અલૌકિક પુરૂષાર્થ (ઇશ્વરવિચારિત) વેદમાં કહેલ છે, અને ઇશ્વરની પ્રેરણા વડે તેજ મુજબ ( સાધ્ય અને સાધન સહિત ) લૌકિક પુરૂષાર્થો ઋષિઓએ કહેલા છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ નામે ચાર પુરૂષાર્થ

છે તે દરેકના બે વર્ગ છે. (૧) જીવ વિચારત (૨) ઈશ્વર વિચારિત.

જીવ વિચારિત ( ઋષિઓએ વિચારેલા ) ધર્માદિ ચાર પુરૂષાર્થો સ્મૃતિ નામે ગ્રંથોમાં બતાવ્યા છે.

ઈશ્વર વિચારિત ધર્માદિ ચાર પુરૂષાર્થો વેદમાં કહેલા છે.

સ્મૃતિ ગ્રંથોમાં વિચારેલા પુરૂષાર્થો ગૌણ છે, અને વેદમાં વિચારેલા પુરૂષાર્થો મુખ્ય છે.

સ્મૃતિ ગ્રંથોમાં કહેલ ચાર પુરૂષાર્થોના દરેકના સાધ્ય ( સાધવા લાયક ) અને તે માટેના સાધન ( સાહિત્યો ) કરતાં વેદમાં કહેલ ચારે પુરૂષાર્થોના સાધ્ય અને સાધન વિલક્ષણ છે, તે બધી બાબત જેમ જેમ જીવની યોગ્યતા થતી જશે તેમ તેમ બીજા ગ્રંથો અને સત્સંગથી જણાતું જશે.

लौकिकांस्तु प्रवक्ष्यामि वेदाद्यायतः स्थिताः ॥
धर्मशास्त्राणि नीतिश्च कामशास्त्राणि च क्रमात् ॥ ४ ॥
त्रिवर्ग साधकानीति नवनिर्णय उच्यते ॥

અર્થ—ઈશ્વર વિચારિત વેદમાં સ્થિત છે, (અને તે સાધન છે) જેથી ( આ ગ્રંથમાં ) લૌકિક પુરૂષાર્થને કહું છું—તે લૌકિક પુરૂષાર્થ પૈકી ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ માટે અનુક્રમે ધર્મશાસ્ત્રો, નીતિશાસ્ત્રો, અને કામશાસ્ત્રો એ પ્રમાણે ત્રિવર્ગનો નિર્ણય હું ( અહીં ) કહેતો નથી.

વેદમાં જે પુરૂષાર્થો કહેલા છે તે ગહન છે, બાળક જેવી બુદ્ધિવાળાને તે સમજાય તેવા નથી, અને આ ગ્રંથ બાળબોધ છે, એટલે ધર્મ વિષયમાં જેની બુદ્ધિ બાળક બરોબર છે તેવાને માટે વેદમાં કહેલા પુરૂષાર્થો આ ગ્રંથમાં કહેવામાં આવતા નથી. તેમજ ઋષિઓવડે કહેવાએલા સ્મૃતિમાં જે પુરૂષાર્થો છે, તેમાંના ત્રણ પુરૂષાર્થ નિત્ય ફળ આપનાર નથી, અનિત્ય છે, માટે શ્રીઆચાર્યજી કહે છે કે તે લૌકિક ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ કરવા માટે તે તે માટેના ગ્રંથો જોઇ લેશે, પણ મોક્ષ એ નિત્ય છે, માટે મોક્ષનો નિર્ણય અત્રે કરાય છે.

मोक्षे चत्वारि शास्त्राणि लौकिके परतः स्वतः ॥५॥
द्विधा द्वे द्वे स्वतस्तत्र सांख्ययोगौ प्रकीर्त्तितौ ॥
त्यागात्याग विभागेन सांख्ये त्यागः प्रकीर्त्तितः ॥६॥
अहंता ममता नाशे सर्वथा निरहंकृतौ ॥
स्वरूपस्थो यदा जीवः कृतार्थः स निगद्यते ॥७॥

અર્થ—લૌકિક પુરૂષાર્થ મધ્યેના મોક્ષમાં ચાર શાસ્ત્રો છે, તેમાં પ થી મોક્ષ અને સ્વતઃ (પોતાથી) મોક્ષ એમ બે પ્રકાર છે. તે દરેક પ્રકારનાં બબ્બે શાસ્ત્ર છે, જે સ્વતઃ મોક્ષનાં શાસ્ત્રો છે, તે ત્યાગ અને અત્યાગ એમ બે વિભાગ વડે અનુક્રમે સાંખ્ય અને યોગ નામે બે શાસ્ત્રો કહેલાં છે.

સાંખ્ય શાસ્ત્રમાં ત્યાગ કહેલો છે. અહંતા મમતાનો નાશ થયે છતે સર્વ પ્રકારે અહંકારથી રહિત થઈ જ્યારે જીવ સ્વરૂપ જ્ઞાનમાં રહેનારો થાય ત્યારે તે કૃતાર્થ થાય છે.

(અ) પોતાનાં સાધન બળથી મોક્ષ મેળવવાનાં બે શાસ્ત્ર.

૧ સાંખ્યશાસ્ત્ર-તેમાં ત્યાગની બાબત મુખ્ય છે, અને તે વડે અંતઃકરણમાંથી જ્યારે અહંતા મમતાનો નાશ થઇ તદ્દન અહંકાર રહિત થવાય ત્યારે જીવ પંચપર્વા અવિદ્યાથી રહિત થઇ પોતાના સ્વરૂપમાં રહેનારો થાય ત્યારે કૃતાર્થ ( મોક્ષ પ્રાપ્તિ ) થાય છે. વિશેષ વર્ણન ૮ મા શ્લોકમાં છે.

(૨) યોગશાસ્ત્ર તે અત્યાગવાળો ( દેહાદિની પ્રવૃત્તિવાળો ) છતાં તેમાં મનવડે ત્યાગ છે. તેની વિશેષ હકીકત ૯ મા શ્લોકમાં બતાવી છે.

(૨) પરથી મોક્ષ મેળવવાનાં બે શાસ્ત્ર—

(૧) શિવથી મોક્ષ મેળવવાનાં શાસ્ત્ર-પાશુપત શાસ્ત્ર વગેરે.

(૨) વિષ્ણુથી મોક્ષ મેળવવાનાં શાસ્ત્ર-નારદ પંચરાત્ર વગેરે.

આ બંનેનું વિશેષ વર્ણન ૧૦ મા શ્લોકથી ૧૯ મા શ્લોક સુધી આપ્યું છે.

तदर्थं प्रक्रिया काचित् पुराणेऽपि निरूपिता ॥
ऋषिभिर्बहुधा प्रोक्ता फलमेकमबाह्यतः ॥ ८ ॥

અર્થ—તે અહંતા મમતાના નાશને માટે પુરાણમાં પણ કેટલીક પ્રક્રિયા નિરૂપણ કરેલી છે, તે પ્રક્રિયા ઋષિઓએ બહુ પ્રકારે કહેલી છે.

અબાહ્ય સાંખ્ય શાસ્ત્રથી ફળ એકજ છે.

સાંખ્ય શાસ્ત્રના બે પ્રકાર છે. ૧ અબાહ્ય એટલે સેશ્વર સાંખ્ય, તે ઈશ્વરનું સર્વ કર્ત્તાપણું માને છે. ૨ બાહ્ય સાંખ્ય એટલે નિરીશ્વર સાંખ્ય, તે આ જગતના કરનાર ઇશ્વરનોજ ઇનકાર કરે છે. આમાંથી સેશ્વર સાંખ્યનું ફળ અને ઋષિઓએ પુરાણમાં ઘણા પ્રકારે કહેલી અહંતા મમતા નાશક પ્રક્રિયાનાં ફળ એકજ છે, જેથી તે, બધા શિષ્ટોએ આદર કરેલાં છે, કારણકે બધાનું ફળ ( આગલા શ્લોકમાં કહેલું અહંતા મમતાનો નાશ થઈ સર્વથા અહંકાર વગરના થઈ જયારે જીવ પોતાના સ્વરૂપમાં રહેનાર થાય છે, ત્યારે કૃતાર્થ થાય છે. ) આ એકજ છે.

જે બાહ્યસાંખ્યશાસ્ત્ર નિરીશ્વરવાદી છે તેનું ફળ તો નર્ક છે, માટે તે અનાદર કરવા યોગ્ય છે.

**अत्यागे योगमार्गो हि त्यागोऽपि मनसैवहि ॥**
**यमदमस्तु कर्त्तव्याः सिद्धे योगे कृतार्थता ॥ ९ ॥**

અર્થ—યોગમાર્ગ અત્યાગવાળો છતાં મનવડે ત્યાગ છે. યજ્ઞાદિક કર્ત્તવ્ય છે, જેથી યોગ સિદ્ધ થતાં કૃતાર્થપણું છે.

યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધ, એ આઠ યોગનાં અંગ કહેવાય છે. આ અષ્ટાંગ યોગમાં ગૃહનો ત્યાગ કરવાની જરૂર જણાવી નથી, પણ મનની સર્વ વૃત્તિઓનો નિગ્રહ રાખી ધ્યાન કરવા

યોગ્ય ઇષ્ટ સ્વરૂપમાં યોગ સિદ્ધ થતાં આપોઆપ અવિદ્યાનો નાશ થઇ જીવને પોતાના સ્વરૂપનું જ્ઞાન થઇ પોતાના આત્મામાં રમનાર થાય છે, ત્યારે તેને કૃતાર્થપણું મળે છે.

पराश्रयेण मोक्षस्तु द्विधा सोऽपि निरूप्यते ॥
ब्रह्मा ब्राह्मणतां यातः तद्रुपेण सुसेव्यते ॥ १० ॥

અર્થ—પરાશ્રયવડે મોક્ષ તે પણ બે પ્રકારનો નિરૂપણ કરાએલો છે. બ્રાહ્મણપણાને પામેલા છે જેથી તે રૂપવડે સારી રીતે સેવાય છે.

આ જગતના નિયામક દેવ ત્રણ છે. છતાં પરાશ્રયવડે બે પ્રકારનો મોક્ષ કહેલો છે. તે શંકાના નિવારણ માટે કહે-છે કે ત્રણ દેવ પૈકી બ્રહ્મા બ્રાહ્મણપણાને પામેલા છે અને લોકમાં તે સન્માન, દાન, દક્ષિણા ભોજન વગેરે પ્રકારે બ્રાહ્મણપણાથી બ્રહ્માની સેવા સારી રીતે થાય છે.

બ્રાહ્મણરૂપે બ્રહ્માની સેવા મોક્ષની ઇચ્છાથી થતી નથી, પણ વેદ વગેરેના અધ્યયન માટે, બ્રહ્મજ્ઞાન થવા માટે, અથવા બ્રહ્મતેજ ( બ્રાહ્મણપણાના તેજ ) ની પ્રાપ્તિ માટે બ્રાહ્મણની સેવા કરવામાં આવે છે.

ते सर्वार्थां न चाद्येन शास्त्रे किंचिदुदारतम् ॥
अतः शिवश्च विष्णुश्च जगतो हितकारकौ ॥ ११ ॥
वस्तुतः स्थितिसंहारौ कार्यौ शास्त्रप्रवर्त्तकौ ॥

અર્થ—તે સર્વ અર્થ આદ્ય ( બ્રહ્મા ) વડે નથી મળતા,

( વૈખાનસતંત્ર વગેરેમાં ) સહેજસાજ મોક્ષનું વર્ણન છે, જેથી ( બાકીના ) શિવ અને વિષ્ણુ એ બે જગતના હિતકારી દેવ છે. તેઓ બંને મોક્ષશાસ્ત્રના પ્રવર્ત્તક છે, અને વસ્તુ-માત્રની સ્થિતિ અને સંહારના કરનાર છે.

સર્વ પ્રકારના અર્થ ( ચારે પ્રકારના પુરૂષાર્થો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ) બ્રહ્માથી મળતા નથી. જો કે વૈખા-નસતંત્ર વગેરેમાં બ્રહ્માએ સહેજસાજ મોક્ષ મેળવવા સંબંધી વર્ણન કરેલું છે, જેથી જગતના હિતકારી એટલે જગતના જિજ્ઞાસુ જીવોને મોક્ષ આપવાવાળા શિવ અને વિષ્ણુ એ બે દેવ છે, અને તે બંને મોક્ષશાસ્ત્રના પ્રવર્ત્તક છે, વસ્તુનું પાલન કરવું એ વિષ્ણુનું અવશ્ય કાર્ય છે, અને સંહાર કરવો એ શિવનું અવશ્ય કાર્ય છે. મતલબ કે પાલન કરવું એ સત્વગુણનું કાર્ય છે, જેથી સત્વગુણના અધિષ્ઠાતા વિષ્ણુ છે, અને સંહાર કરવો એ તામસગુણનું કાર્ય છે, જેથી શિવ તામસ ગુણના અધિષ્ઠાતા દેવ છે, જેથી વિષ્ણુ પાસે સાત્વિક ગુણનાં સાહિત્યો હોય છે, અને શિવજી પાસે તામસગુણનાં સાહિત્યો હોય છે.

ब्रह्मैव तादृशं यस्मात् सर्वात्मकतयोदितौ ॥ १२ ॥

અર્થ–કેટલેક ઠેકાણે શિવજીને સર્વાત્મકપણાથી વર્ણવેલા છે તેમજ કેટલેક ઠેકાણે વિષ્ણુને સર્વાત્મકપણાથી નિરૂપણ કરેલ છે. આ પ્રમાણે કહેવાનું પ્રયોજન તે તે સ્થળે શિવ તથા

વિષ્ણુરૂપથી બ્રહ્મનુંજ નિરૂપણ છે. કાંઈ ગુણાત્મક શિવ તથા વિષ્ણુનું સર્વાત્મકપણાથી વર્ણન કરેલ નથી.

શિવ અને વિષ્ણુનું ( તે તે શાસ્ત્રોમાં ) સર્વાત્મકપણાથી વર્ણન કરેલું છે, જેથી બ્રહ્મજ તેવું છે, એમ વર્ણન કરેલ છે એમ સમજવું.

**निर्दोषपूर्णगुणता तत्तत् शास्त्रे तयोः कृता ॥**
**भोगमोक्षफलेदातुं शक्तौ द्वावपि यद्यपि ॥ १३ ॥**
**भोगः शिवेन मोक्षस्तु विष्णुनेति विनिश्चयः ॥**

અર્થ—તે તે શાસ્ત્રમાં તે બંનેનું નિર્દોષ પૂર્ણ ગુણપણું નિરૂપણ કરેલું છે. જો કે ભોગ અને મોક્ષ બંને ફળ આપવાને સર્વથા શક્તિમાન છે, પરંતુ શિવવડે ભોગ મળે છે, અને વિષ્ણુવડે મોક્ષ મળે છે, એમ નિશ્ચય છે.

ઉપર કહેવા પ્રમાણે શિવ અને વિષ્ણુ બંનેનું વર્ણન તે તે ગ્રંથોમાં નિર્દોષપૂર્ણગુણપણાથી કહ્યું છે. પૂર્ણ ગુણપણાને લીધે સર્વ સમર્થ બંને દેવ છે, એટલે ભોગ અને મોક્ષ બંને આપવાને દરેક સમર્થ છે, પણ સાધારણ નિયમ પ્રમાણે ભોગ શિવથી અને મોક્ષ વિષ્ણુથી મળે છે.

બંને સર્વ સમર્થ છતાં સાધારણ નિયમથી આ સૃષ્ટિનો કાર્યભાર ચલાવે છે. કોઇ વખત સાધારણ નિયમ ઉપરાંત અતિપ્રિય ભક્તોપર વિશેષ પ્રસન્ન થાય છે ત્યારે પોતાના સર્વ સામર્થ્યનો તે ભક્ત પ્રત્યે ઉપયોગ કરે છે. તે વખતે

શિવજી પોતાના ભક્તને મોક્ષ પણ આપે છે, અને :વિષ્ણુ ભોગ પણ આપે છે. સાધારણ રીતથી તેમ થતું નથી.

लोकेऽपि यत्प्रभुर्भुंक्ते तन्नयच्छति कर्हिचित् ॥ १४ ॥

અર્થ—લોકમાં પણ સ્વામી જે ભોગવે છે તે ક્યારે પણ ( સેવકને ) આપતા નથી.

સાધારણ બુદ્ધથી સમજ પડે એવો દાખલો આપે છે કે–આ લોકમાં રાજા, શેઠ વગેરે પણ જે વસ્તુ પોતાને ખાસ તરીકે ભોગવવાની હોય તે વસ્તુ સેવક ( નોકર, ચાકર ) ને આપતા નથી, પણ જે ચીજ પોતાને ખાસ ભોગવવાની ન હોય તે ચીજ સાધારણ નિયમ તરીકે સેવકને આપે છે.

વિષ્ણુ લક્ષ્મીજીની સાથે ભોગ ભોગવે છે, અને શિવજી સદા વૈરાગ્યયુક્ત રહીને મોક્ષને ભોગવે છે જેથી વિષ્ણુને ભોગવવાની વસ્તુ ભોગ છે, અને શિવજીને ભોગવવાની વસ્તુ મોક્ષ છે, તે સાધારણ નિયમ તરીકે પોતાના સેવકને આપતા નથી પણ તેથી બીજી વસ્તુ એટલે વિષ્ણુ મોક્ષ અને શિવજી ભોગ સાધારણ નિયમ તરીકે આપે છે.

अतिप्रियाय तदपि दीयते क्वचिदेवहि ॥
नियतार्थप्रदानेन तदीयत्वं तदाश्रयः ॥ १५ ॥
प्रत्येकं साधनं चैतद् द्वितीयार्थे महान् श्रमः ॥

અર્થ—ક્યારેક અતિપ્રિય ( ભક્ત ) ને તે પણ આપે

છે; નિયમ પૂર્વક અર્થના ( ભોગ અને મોક્ષ ) દાનવડે તેમના તેમના દાસપણું અને તેમનો તેમનો આશ્રય ( સિદ્ધ થાય છે. ) દરેક અર્થ મેળવવાનું સાધન પ્રત્યેક છે. દરેકને બીજા અર્થદાનમાં મહાન શ્રમ પડે છે.

ઉપર કહી ગયા તે પ્રમાણે જ્યારે ભક્તપર અતિ પ્રિયપણું થાય ત્યારેજ સાધારણ નિયમ ઉપરાંત પોતે પોતાને ભોગવવાની વસ્તુ આપે છે. મતલબ કે શિવજી પોતાના અનન્ય ભક્તપર અતિ પ્રસન્ન થાય ત્યારે મોક્ષ આપે છે, અને વિષ્ણુ પણ પોતાના અનન્ય ભક્તપર અતિ પ્રસન્ન થાય ત્યારે ભોગ આપે છે.

સાધારણ નિયમને અનુસરીને દાન કરવામાં આવે તે પ્રમાણે જો ભોગનીજ ઇચ્છા હોય તો શિવજીનું તદીયપણું એટલે શિવજીનું દાસપણું અને શિવજીનોજ આશ્રય કરવો જોઇએ, અને મોક્ષની અપેક્ષા હોય તો વિષ્ણુનું દાસપણું અને વિષ્ણુનો આશ્રય કરવો જોઇએ. એ પ્રમાણે ખાસ એક અર્થ મેળવવા માટે ખાસ સાધન છે, એટલે ભોગ મેળવવા માટે શિવભજન સાધન છે, અને મોક્ષ મેળવવા માટે વિષ્ણુ ખાસ સાધન છે, સાધારણ નિયમ તરીકે બંને અર્થ એકજ દેવથી મળતા નથી.

વિશેષ નિયમ તરીકે એકજ દેવ બંને અર્થ આપી શકે છે, પણ તે આપવાને દરેકને વધારે શ્રમ પડે છે.

કારણ કે:—

શિવજી તમોગુણના અધિષ્ઠાતા દેવ છે. તેમની સામગ્રી પણ બધી તેમજ છે. જેથી તમોગુણી વર્ગને શિવજીમાં ભક્તિ ઉત્પન્ન થાય છે. તમોગુણીને ભોગ આપવો ઘણો સહેલો છે, કારણ ભોગ એ પણ રાજસ અને તમોગુણનું જ કાર્ય છે, પરંતુ તેવા ભક્તનો તમોગુણી અને રજોગુણી સ્વભાવ બદલી સત્વગુણથી પણ શ્રેષ્ઠ નિર્ગુણ બનાવે ત્યારે મોક્ષ અપાય છે. જેથી તે ભક્તને તેવો નિર્ગુણ બનાવવાને શિવજીને વધારે શ્રમ પડે છે.

તેજ મુજબ વિષ્ણુ સત્વગુણના અધિષ્ઠાતા દેવ છે. તેમની સામગ્રી પણ તેવીજ છે. જે સત્વગુણી હોય છે તેમને વિષ્ણુમાં ભક્તિ થાય છે, તેમને તે સ્વભાવ ફેરવી નિર્ગુણ બનાવવું ઘણું સુગમ છે, પણ રજોગુણ અને તમોગુણના પરિણામરૂપ ભોગ આપવો વિષ્ણુને પસંદ નથી, જેથી તે પોતાના ભક્તને કરૂણા કરી આપતા નથી, છતાં પોતાનું સર્વ સામર્થ્યપણું બતાવવા માટે અનન્ય ભક્તને કવચિત ભોગ આપે છે, પણ તે ભોગમાં પોતાનો ભક્ત આસક્ત થઇ જાય તો તેનું અહિત થાય, જેથી ભોગમાં આસક્ત ન થાય તેવું તેનું પૂર્ણ વૈરાગ્ય યુક્ત મન કરી પછી કાર્ય પ્રસંગે ભોગ આપે છે.

**जीवाः स्वभावतो दुष्टा दोषाभावाय सर्वदा ॥ १६ ॥**
**श्रवणादि ततः प्रेम्णा सर्वं कार्यं हि सिध्यति ॥**

**અર્થ**—જીવો સ્વભાવવડે દુષ્ટ છે જેથી દોષના અભાવને માટે સર્વદા પ્રેમવડે શ્રવણાદિ કરવું તેથી સર્વ કાર્ય સિદ્ધ થશે.

ભોગ મેળવવાનું સાધન શિવભક્તિ છે, અને મોક્ષ મેળવવાનું સાધન વિષ્ણુભક્તિ છે. એ પ્રમાણે ઉપર કહેવામાં આવ્યું પણ તેવી ભક્તિ પ્રાપ્ત કરવામાં જીવનો દુષ્ટ સ્વભાવ બાધક છે. જો કે જીવ જાતે દોષવાળો નથી, તે તો પ્રભુનો અંશ છે. જેથી જીવનું સ્વરૂપ તો શુદ્ધ છે પણ જીવનો સ્વભાવ દોષવાળો છે, માટે તે દોષના અભાવ માટે પ્રેમવડે શ્રવણ કીર્તન વગેરે નવધા સાધન ભક્તિ કરવી જેથી સર્વ કાર્ય સિદ્ધ થશે એમ આજ્ઞા છે.

શિવભક્તિમાં કે વિષ્ણુભક્તિમાં બંનેમાં આ સાધન ભક્તિની જરૂર છે. તે વગર તે તે દેવ પ્રસન્ન થતા નથી, તેમ તે સાધન ભક્તિ વગર તેમાં અનન્ય ભક્તિ થતી નથી. અનન્ય ભક્તિ વગર ભક્તની ધારણા પ્રમાણેનું ફળ પણ તે તે દેવ આપતા નથી માટે શ્રવણાદિક સાધને ભક્તિ કરવી જોઈએ.

**मोक्षस्तु सुलभो विष्णोर्भोगश्च शिवतस्तथा ॥ १७ ॥**
**समर्पणे नात्मनोहि तदीयत्वं भवेद् ध्रुवम्.**

**અર્થ**—મોક્ષ તો વિષ્ણુથી સુલભ છે, તેજ પ્રમાણે ભોગ શિવથી છે, પોતાના સમર્પણવડે તદીયપણું નક્કી થાય છે.

જો મોક્ષની સિદ્ધિની ઇચ્છા હોય તો વિષ્ણુથી મોક્ષ સહેલાઇથી મળે છે, માટે વિષ્ણુની શ્રવણાદિક સાધનભક્તિ કરવી જોઇએ. ભોગની ઇચ્છા હોય તો તે શિવજીથી સહેલાઇથી મળે છે, અને તે મેળવવામાં શિવજીની શ્રવણાદિક સાધનભક્તિ કરવી જોઇએ. આ નવ પ્રકારની ભક્તિમાં જ્યારે છેલ્લી નવમી આત્માનું સમર્પણ તે દેવમાં થાય, ત્યારેજ તેમનું દાસપણું (તદીયપણું) નક્કી થાય છે. જ્યાં સુધી આત્માનું સમર્પણ થતું નથી, ત્યાં સુધી તેમનું દાસપણું સિદ્ધ થતું નથી.

अतदीयतया चापि केवलश्चेत्समाश्रितः ॥ १८ ॥
तदाश्रयतदीयत्व बुध्यै किंचित्समाचरेत्
स्वधर्ममनुतिष्ठन्वै भारद्वैगुणमन्यथा ॥ १९ ॥

**અર્થ**—અતદીયપણા વડે પણ જો કેવળ સારી રીતે આશ્રયજ હોય તો અને તે આશ્રય તદીયપણાની બુદ્ધિપૂર્વક (આગળ ઉપર તદીય થવાય તો ઠીક એવી બુદ્ધિપૂર્વક) કાંઇક આચરણવાળો હોવો જોઇએ, અને વર્ણાશ્રમના ધર્મને અનુસરતો હોવો જોઇએ, અન્યથા (બીજે પ્રકારે) કરવામાં આવે તો બમણો ભાર થાય.

આત્મસમર્પણ કરવા જેટલી મનની સ્થિતિ ન થઇ હોય, તોપણ ભોગ કે મોક્ષની ઇચ્છા મુજબ તે તે દેવનો સારી રીતે આશ્રય રાખવો જોઇએ. ફક્ત આશ્રયથીજ સંતોષ પામવો ન જોઇએ, પણ મનમાં એમ આવવું જોઇએ

કે આ આશ્રયવડે મન તે ઇષ્ટદેવમાં લાગી તદ્રીયપણું પ્રાપ્ત થશે, એવી ઇચ્છાથી થવું જોઇએ. તેમજ પોતાના મનની અચી સ્થિતિમાં મનમાં પાખંડનો પ્રવેશ ન થાય માટે વર્ણા-શ્રમના ધર્મને અનુસરતી રીતે ચાલવું જોઇએ. જો આ રસ્તે ન ચાલતાં સ્વચ્છંદ રીતે વર્તે તો બમણો ભાર થાય એટલે કે,

મનુષ્ય જન્મ મળ્યા પહેલાં પોતાને માથે અવિદ્યારૂપી જે ભાર હતો, તેમાં આ મનુષ્ય જન્મમાં પણ સ્વચ્છંદથી ચાલી અવિદ્યાની વૃદ્ધિ થાય, તેવી રીતે ચાલવામાં આવે તો અવિદ્યારૂપી જે ભાર પ્રથમ હતો તેથી બમણો ભાર થાય.

**इत्येवं कथितं सर्वं नैतद् ज्ञाने भ्रमः पुनः**

અર્થઃ—એ પ્રમાણે સર્વ કહ્યું, આટલા જ્ઞાનથી ફરીથી ભ્રમ થશે નહિ.

## બાળબોધ ગ્રંથનો સાર.

૧ આ ગ્રંથમાં પુષ્ટિમાર્ગીય માટે કશું કહેવામાં આવ્યું નથી, પણ જેનું મન અનેક દેવ દેવીઓ અને ભૂત પ્રેત તથા દોરા ધાગામાં લાગેલું હોય તેની પ્રવૃત્તિ નિયમિત કરવા માટે આ ગ્રંથમાં કહેવામાં આવ્યું છે. જે મોક્ષ કહેવામાં આવ્યો છે તે પણ લૌકિક મોક્ષ છે, મોક્ષ આપનાર દેવ પોતપોતાના લોક સુધીનો મોક્ષ આપે છે.

૨ પુષ્ટિમાર્ગને અનુસરનારની ઇચ્છા અક્ષર બ્રહ્મથી પર પુરૂષોત્તમ પ્રાપ્તિ માટે છે. તેમને લૌકિક ભોગ તો તદ્દન ત્યાજ્ય છે. પુષ્ટિભક્તો માટે હવે પછીના સિદ્ધાંતમુક્તાવલી ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે.

૩ આ બાળબોધ ગ્રંથ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, જેને ધર્મને રસ્તે ચાલવાનું છે તે હરેકને પછી તે ચાહે તો વિષ્ણુનો ભક્ત હોય, કે ચાહે તો શિવભક્ત હોય તો હરેકને અનન્ય વ્રતની જરૂર છે.

૪ ગુણાભિમાની દેવની ભક્તિ કરતાં નિર્દોષપૂર્ણગુણ-યુક્ત સર્વાત્મકનું ભજન વધારે ઇષ્ટ છે.

૫ ઋષિઓએ કરેલ શાસ્ત્ર ( સ્મૃતિ વગેરે ) કરતાં વેદ શાસ્ત્ર વધારે બલિષ્ઠ છે.

૬ અનન્યવ્રતથી બીજા દેવની નિંદા થતી નથી, પણ પોતાના ઇષ્ટમાં બીજાનો અંતરભાવ આવી જાય છે માટે ફક્ત જુદા પૂજનનો અનાદર છે.

૭ સાંખ્ય, અને યોગ સાધન બળથી મોક્ષ મેળવવા ઇચ્છનાર અને ઈષ્ટદેવની કૃપા બળથી મોક્ષ મેળવવા ઇચ્છનારના માર્ગ જુદા છે, પણ એ ચારે માર્ગ પોતપોતાના સ્વરૂપમાં વિહિત ( કલ્યાણકર્તા ) છે, પરંતુ એક માણસ બધામાં થોડું થોડું ચિત્ત રાખી કલ્યાણ ઇચ્છે તે ન બનવાજોગ છે. કારણકે પોતાનું મન અમુક બાબતમાં પુરેપુરૂ રોકયા વગર તે માર્ગે ચડાતું નથી, અને તેવી રીતે માર્ગે ચડયા વગર કલ્યાણ પણ દૂર છે.

આ વગેરે બાબતનું આ ગ્રંથના અભ્યાસથી જ્ઞાન થતાં ફરીથી અનેક ભ્રમણા થતી નથી

# अथ सिध्धांतमुक्तावली.

**नत्वा हरिं प्रवक्ष्यामि स्वसिद्धांतविनिश्चयम् ॥**
**कृष्णसेवा सदाकार्या मानसी सा परामता ॥ १ ॥**

**અર્થઃ**—હરિને નમીને પોતાના સિદ્ધાંતના વિશેષે કરીને નિશ્ચયને હું કહું છું. કૃષ્ણ સેવા હમેશાં કરવી, માનસી સેવા તે ઉત્તમ માનેલી છે.

હરિને નમન કરવું એ દરેકનો સ્વાભાવિક ધર્મ છે. નમન કર્યા પછી મુખ્ય સિદ્ધાંત કહે છે કે-સદા શ્રીકૃષ્ણની સેવા કરવી, તેમાં પણ માનસી સેવા (ચિત્ત પ્રભુમાં પરોવાય) તે ઉત્તમ માનેલી છે.

આવી માનસી સેવા સિદ્ધ થવા માટે શું ઉપાય કરવો, તે હવેના શ્લોકમાં કહેવાય છે.

આખા ગ્રંથના સારરૂપ મુખ્ય સિદ્ધાંત એ છે કે, ચિત્તની તમામ વૃત્તિ પ્રભુમાંજ લાગે ત્યારે તે માનસી સેવા થઇ કહેવાય, અને માનસી સેવા થઇ તે પછી બીજું કાંઇ કર્તવ્ય નથી. માનસી સેવાથી દીનતા પ્રાપ્ત થઇ પ્રભુ મળવામાં છેવટ ફળરૂપ વિરહ દશા પ્રાપ્ત થાય છે. આવી વિરહ દશા અહર્નિશ રહે એવી સ્થિતિ થાય તોજ માનસી સેવા થઇ ગણાય.

**चेतस्तत्प्रवणं सेवा तत्सिद्धयै तनुवित्तजा ॥**
**ततःसंसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम् ॥ २ ॥**

**અર્થ**—ચિત્તનું તેમાં ( શ્રીકૃષ્ણમાં ) પરોવાવું તેનું નામ સેવા. તેવી સેવાની સિદ્ધિને માટે તનુજા અને વિત્તજા સેવા છે, તેથી સંસારના દુઃખની નિવૃત્તિ થાય છે, અને બ્રહ્મનો બોધ થાય છે.

ચિત્તનું શ્રીકૃષ્ણમાં પરોવાવું, એટલે શ્રીકૃષ્ણ સિવાય ચિત્ત બીજા કાર્યમાં ન જોડાય, એવી ચિત્તની સ્થિતિ થાય તેનું નામ સેવા—તેજ માનસી સેવા.

ચિત્તની આવી સ્થિતિ થવા માટે સાધનરૂપે તનુજા અને વિત્તજા સેવા છે. તનુજા એટલે શરીરથી સેવા થાય તે, અને વિત્તજા એટલે પૈસાથી સેવા થાય તે, ગૃહસ્થને આ બે સાધનમાંથી એક સાધનથી માનસી સેવા સિદ્ધ થતી નથી. દેહવડે સેવાથી દેહ અને ઇંદ્રિયો પ્રભુમાં જોડાવાથી દેહાધ્યાસ અને ઇંદ્રિયાધ્યાસ મટી જાય છે અને ધનવડે સેવા થવાથી ધનમાં લાગેલું અંતઃકરણ પણ ધનની સાથેજ પ્રભુમાં જોડાવાથી અંતઃકરણનો અધ્યાસ મટી જાય છે. માટે દેહવડે અને ધનવડે એ બંનેવડે ગૃહસ્થે સેવા કરવી જોઇએ. એ બંને સાધનથી સેવા કરવાથી ચિત્ત પુરેપુરૂં ભગવત પરાયણ થાય ત્યારે માનસી સેવા સિદ્ધ થઈ ગણાય.

ધન સંકોચવાળા વૈષ્ણવોએ એમ ન સમજવું કે ધન વગર યથાર્થ સેવા ન બની શકે.

સંસારનાં દુઃખો અહંતામમતારૂપી અવિદ્યાને લીધે જીવને વેઠવાં પડે છે, પણ તનુજા વિત્તજા સેવા કરવાથી માનસી સેવા સિદ્ધ થયા પહેલાં વચમાંજ સંસારના દુઃખોની નિવૃત્તિ થાય છે, તેમજ બ્રહ્મનો બોધ થાય છે. એ રીતે સેવામાં એ બે ફળ અવાંતર ફળ છે. મુખ્ય ફળ તો ભગવાનની પ્રાપ્તિ છે.

શરીરને તાવ વગેરે પીડાથી થતું દુઃખ, સગાં સંબંધીને સેવા દુઃખથી થતું દુઃખ, ધન વગેરે સાધનો જવાથી થતું દુઃખ વગેરે દુઃખો અહંતામમતાવાળા સાધારણ માણસને થાય છે. પરંતુ ભક્તને આમાંનું કાંઈ થતું નથી. મતલબ કે ભક્તના ચિત્તમાં ગમે તેવા લૌકિક બનાવથી સુખ કે દુઃખ ઉત્પન્ન થતું નથી. સેવાની મધ્યદશામાં બ્રહ્મનો બોધ શી રીતનો થાય છે, તે હવે પછીનાં ૩ જા થી ૧૩ા સુધીના શ્લોકથી વિસ્તારથી બતાવ્યું છે. અને સંસારના દુઃખની નિવૃત્તિ ત્યાર પછી ૩ શ્લોકથી જણાવી છે.

परं ब्रह्म तु कृष्णोहि सच्चिदानंदकं बृहत्
द्विरूपं तद्धि सर्वं स्यात् एकं तस्माद्विलक्षणम् ॥ ३ ॥

અર્થ—કૃષ્ણ તો પરંબ્રહ્મ છે, અને અક્ષર સચ્ચિદાનંદરૂપ છે. તે અક્ષરબ્રહ્મનાં પણ બે રૂપ છે. એક જગત છે અને એક તેનાથી વિલક્ષણ છે.

બૃહત્ એટલે અક્ષરબ્રહ્મ સત્, ચિત્ અને આનંદરૂપ છે. આ અક્ષરબ્રહ્મમાં આનંદ ગણત્રીમાં આવે તેટલો છે,

તે બાબત તૈત્તરીય ઉપનિષદમાં મનુષ્યથી સોસોગણા આનં-દની ગણત્રી કરતાં છેવટ અક્ષરબ્રહ્મ સુધી આનંદની ગણત્રી કરેલી છે. તેનાથી અનંતગણો આનંદ શ્રીકૃષ્ણનો છે, તેની ગણત્રી થઇ શકે તેમ નથી. તે પૂર્ણાનંદ છે. શ્રીકૃષ્ણ અક્ષર-બ્રહ્મથી પર છે. અક્ષરમાંથીજ આ જગત થએલ છે, છતાં અક્ષરબ્રહ્મના મૂળ સ્વરૂપમાં કાંઈ વિકાર થતા નથી. જેમ ચિંતામણિ કલ્પવૃક્ષ ઇચ્છિત ફળ આપે છે છતાં તેમાં કાંઇ ન્યૂનતા થતી નથી, તેમ અક્ષરબ્રહ્મમાંથી આ પ્રપંચ (જગત) થયેલ છતાં તેમાં કાંઇ ન્યૂનતા થતી નથી. આ જગતના સ્વરૂપથી અક્ષરબ્રહ્મનું સ્વરૂપ વિલક્ષણ છે. જગત કરતાં અક્ષરબ્રહ્મમાં વિલક્ષણતા એ છે જે જગત અક્ષરબ્રહ્મનો અંશ છે, છતાં પ્રલયકાળમાં અક્ષરબ્રહ્મમાં તેનો લય થાય છે, એટલે અક્ષરબ્રહ્મમાં તે મળી જાય છે, પણ અક્ષરબ્રહ્મ તો સર્વકાળમાં નિર્વિકાર કાયમ રહે છે.

**अपरं तत्र पूर्वेस्मिन् वादीनो बहुधा जगुः**
**मायिकं सगुणं कार्यं स्वतंत्रं चेतिनैकधा ॥ ४ ॥**

**અર્થ**—ત્યાં પહેલામાં (અક્ષરબ્રહ્મજ જગતના રૂપથી પ્રગટ થયું છે તે જગતરૂપમાં) વાદી લોકો (વેદ મતથી વિરૂદ્ધ) બહુ પ્રકારે કહે છે. કોઈ માયિક કહે છે, કોઇ સગુણ કહે છે, કોઇ (પરમાણુનું) કાર્ય કહે છે, કોઇ સ્વતંત્ર કહે છે એ પ્રમાણે વળી બીજા અનેક પ્રકારથી કહે છે.

**मायिक**—દોરીમાં સર્પની ભ્રતિ થાય છે, અથવા

સીપમાં જેમ ચાંદીની ભ્રાંતિ થાય છે, તેમ નિર્ગુણ બ્રહ્મમાં આ જગતની ભ્રાંતિ થઇ છે. એમ માયાવાદીઓ કહે છે. આ સિદ્ધાંત શ્રીશંકરાચાર્યનો છે અને તે શાંકરમત કહેવાય છે.

**सगुण**—સત્વગુણ, રજોગુણ અને તમોગુણ આ ત્રણ ગુણથી જગતની ઉત્પત્તિ થઇ છે એમ સેશ્વર સાંખ્યમતવાળા અને પાતંજલ-યોગ, શાસ્ત્રીઓ માને છે.

**कार्य**—પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ એ સર્વના પરમાણુઓનો સંયોગ, ઈશ્વરની ઇચ્છાથી તેમાં ક્રિયા ઉત્પન્ન થવાથી થાય છે, ત્યારે એકબીજામાં મળવાથી આ કાર્યરૂપ જગત થયું છે, એમ તર્કશાસ્ત્રવાળા અને ન્યાયશાસ્ત્રવાળા ( ગોતમ, કણાદ ) કહે છે.

**स्वतंत्र**—કર્મવાળા મીમાંસક ( જૈન ) કહે છે કે આ જગત જેવું દેખાય છે તેવું અનાદિ છે અને કાયમ રહે છે, તેનો કોઈ કર્ત્તા નથી જગત પોતેજ સ્વતંત્ર છે.

આ પ્રમાણે બીજા અનેક પ્રકારે કહે છે તે નિબંધ, વિદ્વન્મંડન, શુદ્ધાંદ્વૈત માર્તંડ વગેરે અનેક ગ્રંથોમાં વિસ્તારથી બતાવેલ છે. પરંતુ તે સર્વ સિદ્ધાંત વેદ વિરૂદ્ધ છે એમ તે ગ્રંથોમાં સાબીત કરેલું છે. હવે શ્રુતિનો ખરો સિદ્ધાંત બતાવે છે -

तदेवैतत्प्रकारेण भवतीति श्रुतेर्मतम्
द्विरूपं चापि गंगावद् ज्ञेयं सा जलरूपिणी ॥ ९ ॥

**माहात्म्यसंयुता नृणां सेवतां भुक्तिमुक्तिदा**
**मर्यादामार्गविधिना तथा ब्रह्मापि बुद्ध्यताम् ॥ ६ ॥**

**અર્થ**—તે ( અક્ષરબ્રહ્મ ) જ તે ( જગત્ )ના પ્રકારવડે થાય છે, એ પ્રમાણે શ્રુતિનો મત છે, અને તે બે રૂપ પણ ગંગાની પેઠે જાણવાં. જલરૂપિણી ગંગાની પેઠે જગત છે, અને માહાત્મ્ય સંયુક્ત સેવનારા નરને મર્યાદામાર્ગના વિવિધ ભોગ અને મોક્ષ દેનાર જેમ ગંગાજીનું આધ્યાત્મિક-તીર્થ-સ્વરૂપ-શક્તિસ્વરૂપ છે, તેમ અક્ષરબ્રહ્મ જાણવું.

ગંગાજીનો જે દૃષ્ટિગોચર પ્રવાહ છે, તે જલરૂપે છે તે વૃષ્ટિથી વધે છે, ને તાપથી ઘટે છે, તેમ આ જગતરૂપ સ્વરૂપ છે, અને ગંગાજીનું બીજું પાપમોચન આધ્યાત્મિક સ્વરૂપ છે, તે ગંગાજીનું માહાત્મ્ય જાણીને જે માણસ ગંગાજીની સેવા ( ધ્યાન ) કરે તેને મર્યાદામાર્ગની રીતે ભોગ અને મોક્ષ દેનાર સ્વરૂપ છે, તે પ્રમાણે અક્ષરબ્રહ્મ સ્વરૂપ છે. એટલે અક્ષરબ્રહ્મનું સ્વરૂપ જ્ઞાની તથા મર્યાદભક્તો ( સાધનબળવાળા ) ને પોતામાં મોક્ષ આપે છે, અને ગંગાજીના જલરૂપથી તીર્થરૂપ જુદું છે, છતાં અભિન્ન છે. તેમજ જગત અક્ષરથી જુદું છે, છતાં અભિન્ન છે.

જેમ દૂધમાં સાકર મળેલી હોય તે સાકર દૂધથી ગુણમાં જુદી છે, છતાં દૂધની સાથે ઓતપ્રોત (વાણાતાણાની

પેઠે) ભળેલી છે, તેમજ જગત ને અક્ષર જુદું છતાં અ-
ભિન્ન વાણુતાણુાની પેઠે ઓતપ્રોત છે, જુદું નથી.

तत्रैव देवता मुर्त्तिर् भक्त्या या दृश्यते क्वचित् ॥
गंगायां च विशेषेण प्रवाहाभेदबुद्धये ॥ ७ ॥
प्रत्यक्षा सा न सर्वेषां प्राकाम्यं स्यात्तया जले
विहिताच्च फलात्ताद्धि प्रतीत्याऽपि विशिष्यते ॥ ८ ॥

અર્થ—પ્રવાહમાં અભેદ ( પ્રવાહથી ગંગાજી ભિન્ન નથી એવી) બુદ્ધિને લીધે વિશેષપણાથી ગંગાજીમાં ભક્તિ-વડે કયારેક તે સ્થળમાં ( ગંગા તીરને વિષે ) ગંગાજીની દેવમૂર્તિ ( ગંગાજીનું સાક્ષાત્ સ્વરૂપ ) દેખાય છે. તે સ્વરૂપ સર્વને પ્રત્યક્ષ થતું નથી, છતાં તે વડે (ગંગાજીના દેવતાઇ સ્વરૂપવડે) જલમાં પ્રાકામ્ય (ફળપણું) છે, અને (તે બાબત) વિહિત (શાસ્ત્રમાં કહેલા) ફલથી અને (ગંગાજીના અનન્ય ભક્તોની) પ્રતીતિવડે વિશેષથી જણાય છે.

આપણી ચર્મચક્ષુને ગંગાજીનો પ્રવાહ પ્રત્યક્ષ છે, પ-રંતુ તેમાં રહેલા આધ્યાત્મિક પાપમોચક દેવતા અને આધિ દૈવિક સાક્ષાત્ સ્વરૂપાત્મક ગંગાજી એ પ્રત્યક્ષ નથી, અને આપણે આવા મલિન અંતઃકરણથી ગમે તેટલા ઉપાયવડે તે પ્રત્યક્ષ કરી શકીએ તેમ નથી. તેને માટે તો અંતઃકરણ-માંથી આ સંસારનો મલિન અભ્યાસ જયારે મટી જઇ અંતઃકરણ ગંગાજીના સ્વરૂપ જાણુવામાંજ તલ્લીન બની જાય

તો તે ભક્તિને લીધે જ્યારે દીનતા પ્રાપ્ત થાય ત્યારે ગંગાજી પ્રસન્ન થઇ પોતાના સ્વરૂપનું દર્શન કરાવે છે. આટલી હદે પહોંચવા માટે પ્રથમ તો શાસ્ત્ર ઉપર અને ભક્તનાં વચનો ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી આગળ વધવું જોઇએ તે વગર બીજો કોઇ ઉપાય નથી.

यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत् ॥
यथा देवी तथा कृष्णः तत्राप्येतदिहोच्यते ॥ ९ ॥
जगत त्रिविधं प्रोक्तं ब्रह्मविष्णुशिवात्मकः ॥
देवतारूपवत्प्रोक्ता ब्रह्मणोत्थं हरिर्मतः ॥ १० ॥

અર્થ—જે પ્રમાણે (ગંગાજીનુ) જલ છે, તે પ્રમાણે સર્વ (જગત) છે. જે પ્રમાણે ગંગાજીનું પાપમોચન શક્તિ સ્વરૂપ (આધ્યાત્મિક સ્વરૂપ) છે, તે પ્રમાણે અક્ષરબ્રહ્મ છે અને જે પ્રમાણે સ્વરૂપાત્મક દેવી ગંગાજી છે તે પ્રમાણે શ્રીકૃષ્ણ છે. ત્યાં પણ તેજ પ્રમાણે કહેવાય છે.

આ રીતે જગત ત્રણ પ્રકારે ( ત્રિગુણાત્મક ) કહેલું છે. તેથી તે ગુણના અધિષ્ઠાતા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ દેવતારૂપપણાથી કહેલા છે. એજ પ્રમાણે અક્ષરબ્રહ્મમાં રહેલા હરિ માનેલા છે.

ગંગાજીનાં ત્રણ સ્વરૂપ સાથે શ્રીકૃષ્ણના ત્રણ સ્વરૂપની સરખામણી આ પ્રમાણે કરાય છેઃ—

આધિભૌતિક. આધ્યાત્મિક. આધિદૈવિક.

ગંગાજીનાં સ્વરૂપ. પ્રવાહરૂપ. પાપમોચની ભક્તગમ્ય
શક્તિ. સાક્ષાત્ સ્વરૂપ.
શ્રીકૃષ્ણનાં સ્વરૂપ. જગતરૂપ. અક્ષરબ્રહ્મ શ્રીકૃષ્ણ.

જેમાં ગંગાજીના પ્રવાહરૂપથી સ્નાનાદિ બાહ્ય વ્યવહાર ચાલે છે, તેમ જગતરૂપથી બાહ્ય વ્યવહાર ચાલે છે.

જેમ પાપમોચની શક્તિસ્વરૂપ ગંગાજીનું દર્શન થતું નથી, તેમ અક્ષરબ્રહ્મનું દર્શન પણ થતું નથી.

જેમ ગંગાજીનું સાક્ષાત્ સ્વરૂપ ભક્તગમ્ય છે, તેમજ શ્રીકૃષ્ણનું સાક્ષાત્ સ્વરૂપ ભકતગમ્ય દર્શનીય છે.

જેમ ગંગાજીનું પ્રવાહી સ્વરૂપ, પાપમોચની સ્વરૂપ, તથા સાક્ષાત્ દર્શનીય સ્વરૂપ એકબીજાથી અભિન્ન છે, તેમજ જગત, અક્ષર અને શ્રીકૃષ્ણ અભિન્ન છે.

જેવી રીતે જગતના અધિષ્ઠાતા—ગુણાધિષ્ઠાતા ત્રણ દેવ છે, તેજ મુજબ અક્ષરમાં શ્રીકૃષ્ણ છે. એટલે જગત અને અક્ષરબ્રહ્મ વચ્ચે જેવો સંબંધ છે, તેવો સંબંધ ગુણાધિષ્ઠાતા ત્રણે દેવ અને શ્રીકૃષ્ણ વચ્ચે છે. મતલબ કે અક્ષરમાંથી જગતરૂપ પ્રભુઇચ્છાથી થયેલ છે, તેમજ કૃષ્ણની ઇચ્છાથી અક્ષરમાંથી જગતના નિયામક ત્રણ દેવ પણ ઉત્પન્ન થયેલા છે, અને તે ત્રણેના નિયામક શ્રીકૃષ્ણ છે, એટલે ખરી રીતે તો જગતના ખરા નિયામક તો શ્રીકૃષ્ણજ છે. તેમની ઇચ્છા પ્રમાણે ત્રણે દેવો જગતનો કારભાર ચલાવે છે.

कामचारः लोकेऽस्मिन् ब्रह्मादिभ्यो न चान्यथा ॥

परमानंदरूपे तु कृष्णे स्वात्मनि निश्चयः ॥ ११ ॥
अतस्तु ब्रह्मवादेन कृष्णे बुद्धिर्विधीयताम् ॥

**અર્થ**:—આ બ્રહ્માદિથી આ લોકમાં લૌકિક કામચાર થાય છે. અન્યથા ( બીજા પ્રકારનો )-અલૌકિક કામચાર થતો નથી. ( ભક્તનો કામચાર ) તો પોતાના આત્મારૂપ પરમાનંદ સ્વરૂપ શ્રીકૃષ્ણમાં થાય છે. ( આ લોકમાં થતો નથી ) એ નિશ્ચય છે, તેથી બ્રહ્મવાદવડે શ્રીકૃષ્ણમાં બુદ્ધિ વિશેષે કરી ધારણ કરવી.

આ જગતના કામચારને માટે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણ દેવ છે તે ગુણાભિમાની દેવ છે, તેમનાથી આલોક સંબંધી કાર્ય થાય છે, પણ અલૌકિક કાર્ય એટલે ચાદ લોકથી પર જે અક્ષરબ્રહ્મ અને તે અક્ષરબ્રહ્મથી પર જે પૂર્ણ પુરૂષોત્તમ તેમની પ્રાપ્તિ તેમનાથી થતા નથી.

વળી જેઓ પુરૂષોત્તમના ભક્ત છે, તેમનો આ લોક અને પરલોક સંબંધી સર્વ કામચાર શ્રીપુરૂષોત્તમ શ્રીકૃષ્ણથીજ થાય છે. આ લોકના કામચાર માટે પણ આ લોકના અધિષ્ઠાતા બ્રહ્મા વગેરે દેવોમાં તે ભક્તોને લગારે નિષ્ઠા રહેતી નથી, કારણકે રાજા પોતાનું રાજ્ય ચલાવવા માટે જે રાજદ્વારી અમલદારો નીમે, તેમની સત્તા તે રાજાના મહેલમાં કાંઇ ચાલતી નથી, ત્યાંતો સર્વ વ્યવહાર રાજાની ઇચ્છા પ્રમાણેજ થાય છે. તેમને કોઇ ચીજની ઇચ્છા માટે રાજાનીજ પ્રસન્નતા મેળવવાની હોય છે, પણ રાજદ્વારી

અમલદારોની ઇચ્છાને અનુકૂળ થવાની કશી જરૂર પડતી નથી. તેમજ પુરૂષોત્તમના ભક્તોનો સર્વ વ્યવહાર શ્રીપુરૂષોત્તમની ઇચ્છા પ્રમાણેજ થાય છે, અને ભક્તોને તેમનીજ પ્રસન્નતા મેળવવાની હોય છે, માટે પાછળ કહેવામાં આવ્યું તે પ્રમાણે બ્રહ્મવાદવડે આખા જગતના નિયામક પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણ છે, એમ બુદ્ધિમાં નિશ્ચય કરવો.

उपाधिनाशे विज्ञाने ब्रह्मात्मत्वावबोधने ॥ १२ ॥
गंगातीरस्थितो यद्वद् देवतां तत्र पश्यति ।
तथा कृष्णं परंब्रह्म स्वस्मिन् ज्ञानी प्रपश्यति ॥ १३ ॥

**અર્થ**—ગંગાતીરમાં રહેલો ગંગાજીનો અનન્ય ભક્ત જે પ્રમાણે ત્યાં ( ગંગાજીના પ્રવાહમાં ) સ્વરૂપાત્મક ગંગાજીનાં દર્શન કરે છે, તે પ્રમાણે ઉપાધિનો નાશ થયે છતે, અને વિજ્ઞાન થયે છતે, તથા જગત અને પોતાના આત્માને અક્ષરાત્મક જાણવાવાળો થયે છતે, જ્ઞાની પોતામાં શ્રીકૃષ્ણ સ્વરૂપને જુએ છે.

જીવને જ્યાં સુધી અહંતા મમતારૂપ ઉપાધિ લાગી છે ત્યાંસુધી જીવભાવ રહે છે. જ્યારે પોતાના સ્વરૂપનું જ્ઞાન થઇ ઉપાધિનો નાશ થાય અને પોતે અક્ષરનો અંશ છે, તેમજ આ જગત પણ અક્ષરનો અંશ છે, માટે અક્ષરબ્રહ્મ એ પોતાનો આત્મા છે એમ જાણે, ત્યારે પોતાના અંતરમાં રહેલા પરબ્રહ્મનાં તે જ્ઞાનીને દર્શન થાય છે. કારણકે અક્ષરબ્રહ્મ એ શ્રીકૃષ્ણનું ધામ છે, અને પોતાના આત્માને

અક્ષર સ્વરૂપ જાણ્યું, તો પછી આત્મામાં રહેલા શ્રીકૃષ્ણના પ્રગટ સ્વરૂપથી દર્શન થાય છે. તે બાબતમાં ગંગાજી અને તેમના ભક્તનો દાખલો આપ્યો છે કે ગંગાને કાંઠે રહેલો ગંગાજીનો અનન્યભક્ત જે પ્રમાણે સાક્ષાત્ ગંગાજીના સ્વરૂપનાં દર્શન કરે છે, તેજ પ્રમાણે બધી ઉપાધી મટી જઈ જે અક્ષરબ્રહ્મ સ્વરૂપને આત્મા માને છે, અને અનન્ય મન-વડે તે આત્મામાં રહેલા શ્રીકૃષ્ણને જે ભજે છે, તેને આત્મામાં રહેલા પ્રભુ શ્રીકૃષ્ણ દર્શન આપે છે.

आत्मनि ब्रह्मरूपेतु छिद्राव्योम्निव चेतना ॥

અર્થ—આકાશમાં છિદ્રો (અનેકપણું) છે એવી બુદ્ધિ (ચારણી વગેરે) ઉપાધિથી થાય છે; તેના સરખી આત્મસ્વરૂપ બ્રહ્મરૂપમાં અનેકપણાની બુદ્ધિ પણ ઉપાધિથી થાય છે.

પોતાના સ્વરૂપનું અજ્ઞાન, દેહાધ્યાસ, ઇંદ્રિયાધ્યાસ, અંતઃકરણાધ્યાસ, અને પ્રાણાધ્યાસ એ પંચપર્વ અવિદ્યારૂપી ઉપાધિ જીવને લાગેલી છે જેથી આ જગતમાં અનેકપણું દેખાય છે, પણ જ્યારે પંચપર્વ વિદ્યાવડે આ અવિદ્યાનો નાશ થઈ જીવ પોતાનું સ્વરૂપ જાણે છે ત્યારે તેને આ સર્વ જગત પ્રભુનુજ કાર્ય છે, અને પ્રભુ પોતેજ જગતરૂપ થયા છે, આવું સર્વમાં બ્રહ્મરૂપ જ્ઞાન થાય છે ત્યારે જગતમાં અનેકપણાનો ભ્રમ નાશ પામી જાય છે ત્યારે બ્રહ્મભાવ થયો ગણાય છે.

બ્રહ્મભાવ થવો એ મુખ્ય ફળ નથી. સેવાનું મુખ્ય ફળ તો સર્વાત્મભાવ છે. સેવાથી માનસી સેવા સિદ્ધ થઈ

પ્રભુ મળવામાં સતત વિરહભાવ થાય ત્યારે પ્રભુ સિવાય રહ્યું ન જાય તેવી દશા થાય ત્યારે સર્વાત્મભાવ થયો ગણાય. ગોપીજન અને ઉદ્ધવના સમાગમ પ્રસંગમાં ઉદ્ધવ ને જે બ્રહ્મ-ભાવ હતો, તે બંનેનો ભેદ ભાગવત દશમસ્કંધમાં તે પ્રસં-ગમાં બતાવેલ છે.

આ પ્રમાણે ત્રીજા શ્લોકથી ૧૩।। શ્લોક સુધી ૧૧।। શ્લોક વડે સેવાની મધ્ય દશામાં થતો બ્રહ્મબોધ કહ્યો. હવે સેવાના મધ્યકાળમાં સંસારની નિવૃત્તિ થાય છે તે ત્રણ શ્લોકથી કહે છે.

**संसारी यस्तु भजते स दूरस्थो यथा तथा ॥ १४ ॥**
**अपेक्षितजलादीनाम् अभावात्तत्र दुःखभाक् ॥**

અર્થ—જે પ્રમાણે ગંગાથી દૂર રહેલો છતાં ગંગા-જળની અપેક્ષાવાળો માણસ ત્યાં ગંગાજળના અભાવથી દુઃખ ભોગવે છે, તે પ્રમાણે સ્વરૂપ સંબંધની અપેક્ષા છતાં સંસારી ( અહંતા મમતા છૂટયા વગરનો ) શ્રીકૃષ્ણને ભજે, છતાં તેને સંસારનાં દુઃખો તો ભોગવવાંજ પડે છે.

ગંગાજીથી દૂર રહેલો ગંગાજીનો ભક્ત છતાં, ગંગા-જળ મેળવી શકતો નથી, તેમજ ગંગાજીના પ્રવાહમાં સ્નાનવડે પાપમુક્ત થવારૂપી કલ્યાણ, તેમજ ઉત્તમ ફળ, ગંગાજીનાં સક્ષાત્ દર્શન, એ ત્રણે ફળ વિનાનો રહે છે, તે પ્રમાણે જેને પોતાના સ્વરૂપનું જ્ઞાન થયું નથી, જેથી શ્રીકૃષ્ણમાં ચિત્ પરોવાયું નથી, એવા સંસારાસક્ત ભક્ત

પ્રભુ ભજે તોપણ પોતાની સંસાર આસક્તિ ( પંચપર્વ અવિદ્યા ) ને લીધે સંસા નાં દુઃખ ભો ાવનાર થાય છે. પોત ના અને જગતના સ્વરૂપને ઓળખી શકતો નથી, જેથી કૃષ્ણના સાક્ષાત્ સ્વરૂપનાં દર્શન પણ થઇ શ ાં નથી.

આ પ્રમાણે ગંગાજીના સ્વરૂપવડે આ જગત, અક્ષર-બ્રહ્મ તથા શ્રીકૃષ્ણનું સ્વરૂપ ઓળખાવે છે. અને તેના અ-ભાવવડે સંસારનાં દુઃખ ભોગવવાં પડે છે, તે બતાવ્યું છે.

**तस्मात् श्रीकृष्णमार्गस्थो ि मु क्तः सर्वलोकतः ॥१५॥**
**आत्मानंदसमुद्रस्थं कृष्णमेव विचिंतयेत् ॥**

**અર્થ**—ત ( ૧૩, ૧૪ શ્લોકમાં કહેલ ) કારણથી શ્રીકૃષ્ણના માર્ગ ( પુષ્ટિમાર્ગ ) માં રહેલો અને સર્વ લોકથી મુકાએલો ભક્ત આત્મારૂપ આનંદસમુદ્ર ( અક્ષર ) ને વિષે રહેલા શ્રીકૃષ્ણનુંજ ચિંતન કરે.

પાછળના બંને શ્લોક ઉપરથી એમ સિદ્ધ થયું કે, ગંગાજીના અનન્ય ભક્તને ગંગાજીના સાક્ષાત્ સ્વરૂપના દર્શન માટે બીજા સ્થાનનો આશ્રય ત્યાગ કરવો જોઇએ, અને શ્રીગંગાજીના તટ પાસે રહીનેજ શ્રીગંગાજીના સ્વરૂપનાં દર્શન માટે અંતઃકરણ ગંગાસ્વરૂપમાંજ તલ્લીન કરવું જોઇએ.

તેજ મુજબ શ્રીકૃષ્ણના સાક્ષાત્ દર્શનની અપેક્ષા-વાળાએ શ્રીકૃષ્ણના માર્ગમાં (પુષ્ટિમાર્ગમાં) રહી અન્ય આશ્રય ( સર્વલોક સંસાર ) થી વિમુક્ત થવું જોઇએ, એટલુંજ નહિ પણ અંતઃકરણ આનંદાત્મક અક્ષરમાં રહેલા પૂર્ણાનંદ

શ્રીકૃષ્ણમાંજ તલ્લીન કરવું જોઇએ. સંસાર આસક્તિથી છૂટ્યા વગર શ્રીકૃષ્ણમાં આસક્તિ થતી નથી, અને શ્રીકૃષ્ણમાં આસક્તિ થયા પછી પણ અંતઃકરણનો વિષય શ્રીકૃષ્ણજ થાય, તે માટે સંસારને તદ્દન ભૂલવો જોઇએ.

लोकार्थी चेद्भजेत्कृष्णं क्लिष्टो भवति सर्वथा ॥ १६ ॥
क्लिष्टोऽपि चेद्भजेत्कृष्णं लोको नश्यति सर्वथा

**અર્થ**—જો લોકાર્થી કૃષ્ણને ભજે, તો સર્વથા ક્લેશ થાય છે, પરંતુ ક્લેશ થયા છતાં ( દૃઢ મન રાખી ) કૃષ્ણને ભજે, તો તેનો લોક ( સંસાર ) સર્વથા નાશ પામે છે.

૧૪ મા. શ્લોકમાં કહ્યું કે સંસારમાં આસક્તિવાળાને દુઃખનો અનુભવ કરવો પડે છે, તો પછી શ્રીકૃષ્ણના ભજનથી શું કલ્યાણ થાય ? આમ શંકા થાય તે શંકાનું નિરાકરણ આ શ્લોકમાં કરે છે કે જો સંસારઆસક્તિ છતાં શ્રીકૃષ્ણને ભજે તો સંસારના દુઃખથી અંતઃકરણ દુઃખી થાય છે, આવી દુઃખી અવસ્થામા શ્રીકૃષ્ણના ભજનથી કાંઈ લાભ થતો નથી, એમ સમજી ભજન છોડીદે તો તે સંસારનો—દુઃખનો અનુભવ કર્યા કરે છે, પરંતુ સંસારના દુઃખનો અંતઃકરણને દુઃખી અનુભવ કરવો પડતો છતાં શ્રીકૃષ્ણના ભજનથી મારૂં કલ્યાણ થશેજ, એમ જો મનમાં વિશ્વાસ રાખે તો દુઃખી છતાં શ્રીકૃષ્ણનું ભજન કરવાથી તેનો સંસારસર્વથા નાશ પામે છે, મતલબ કે સંસારથી મુકાઇ જાય છે. જ્યારે સંસારનાં દુઃખોથી અંતઃકરણ મુકાય છે, એટલે પછી નિરૂપધિભજનબળથી આત્મારૂપ અક્ષરમા રહેલા શ્રીકૃષ્ણના દર્શન થાય છે.

હવે કેવળ જ્ઞાની કરતાં અજ્ઞાની ભક્તની ઉત્તમતા ૨॥ શ્લોક વડે બતાવે છે.

ज्ञानाभावे पुष्टिमार्गी तिष्ठेत्पूजोत्सवादिषु ॥ १७ ॥
मर्यादास्थस्तु गंगायां श्रीभागवततत्परः ॥
अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः ॥ १८ ॥

અર્થ—જ્ઞાનના અભાવમાં પુષ્ટિમાર્ગી શ્રીભાગવતમાં તત્પર થઇને પૂજા ( સેવા ) અને ઉત્સવાદિકમાં રહે, અને મર્યાદામાં રહેલો ભક્ત શ્રીભાગવતમાં તત્પર રહી ગંગાજીને કાંઠે રહે. પુષ્ટિમાર્ગમાં અનુગ્રહ નિયામક છે, (જેથી અમુક દેશનું નિયામકપણું નથી.) એ પ્રમાણે સ્થિતિ કરવી. (જ્યાં ભગવત ભજનમાં મન પરોવાય એવા નિરૂપાધિ સ્થાનમાં સ્થાત કરવી.)

જ્ઞાની ભકતની સ્થિતિ ૧૩ મા. શ્લોકમાં કહી, ૧૪ મા. શ્લોકમાં સંસાર આસક્ત ભકતની સ્થિતિ કહી, પછી ૧૫ મા. શ્લોકમાં સંસાર આસક્તિને છોડી શ્રીકૃષ્ણનું ચિંતન કરવા કહ્યું, અને એક શ્લોકથી સંસારી દુઃખ ભોગવતો છતાં દૃઢ મન રાખી શ્રીકૃષ્ણનું ભજન કરે, તો સંસારથી મુકાય છે એ હકીકત કહી.

હવે ૧॥ શ્લોકથી અજ્ઞાન અવસ્થાવાળા મર્યાદામાર્ગી અને પુષ્ટિમાર્ગી ભકતે પોતાના કલ્યાણ માટે શું કરવું તેના ઉપાય માટે બતાવે છે કે—

પુષ્ટિમાર્ગી ભકતે શ્રીભાગવતમાં તત્પર રહેવું, એટલે

તેના વાંચન અને મનનમાં તત્પર રહેવું, અને ઠાકુરજીની સેવા તથા ઉત્સવોમાં પ્રવૃત્ત રહેવું, ક્યાં રહેવું તેનો નિયમ નથી. કારણકે પ્રભુ અનુગ્રહ (કૃપા) થીજ કલ્યાણ કરવાના છે.

મર્યાદામાર્ગી અજ્ઞાન અવસ્થાવાળા ભકતે શ્રીભાગવતમાં તત્પર રહી ગંગાજીના કાંઠપર રહેવું, કારણકે તેને પ્રભુના અનુગ્રહનું બળ નથી, પણ સાધનનું બળ છે, માટે ઉત્તમ ગણાતા સ્થાનમાં રહેવું જોઇએ. તેને પ્રભુની સેવામાં અને ઉત્સવાદિકમાં હર્ષ આવતો નથી. તેમાં સ્નેહપૂર્વક તે પ્રવૃત્ત થતો નથી. પોતાના મનની વૃત્તિ–અધોગતિ ન થવા માટે સત્સંગ જડે તવા ઉત્તમ સ્થાનમાં રહેવાની જરૂર છે.

પુષ્ટિમાર્ગીને પણ સત્સંગની જરૂર છે, પણ તેના મનની પ્રવૃત્તિ સેવા અને ઉત્સવાદિક દ્વારા પ્રભુમાં લગાડવાની છે, માટે જ્યાં રહી સેવામાં અને ઉત્સવમાં આનંદથી ભાગ લઇ શકે અને મનમાં ઉદ્વેગ ન રહે, તે સ્થાનમાંજ તેને રહેવાની આવશ્કયતા છે, માટે અમુક સ્થાનમાં રહેવાનો તેને નિર્ણય નથી.

**उभयोस्तु क्रमेणैव पूर्वोक्तैव फलिष्यति ॥**

**ज्ञानाधिको भक्तिमार्ग एवं तस्मान्निरूपितः ॥ १९ ॥**

અર્થ—ઉભયને ક્રમવડે પહેલાં કહેલી માનસી સેવારૂપી ફળ મળે છે. જ્ઞાનથી અધિક ભક્તિમાર્ગ છે તેથી એ પ્રમાણે નિરૂપણ કરેલું છે.

પોતાના સ્વરૂપનું અને અક્ષરનું જ્ઞાન ન હોવા છતાં

ભક્તિમાર્ગ ( સ્નેહમાર્ગ ) થી કલ્યાણ થવાની તે બંને ( મર્યાદ ભક્ત અને પુષ્ટિભક્ત ) ની અંતઃકરણની વૃત્તિ હેવાથી તેને ફળ એકદમ ન મળતાં ક્રમવડેજ મળે છે, પરંતુ મળવાનું ફળ પહેલાં કહેલી માનસી સેવારૂપ ફળ મળે છે; કારણ કે પ્રભુમાં સ્નેહવડે આગળ વધવાથી મન પ્રભુમાંજ જોડાય છે, જેથી માનસી સેવાજ સિદ્ધ થાય છે.

જ્ઞાનમાર્ગનું ફળ અક્ષર પ્રાપ્તિ છે એટલે જ્ઞાની અક્ષરમાં સાયુજ્ય પામે છે. ભક્તિ માર્ગમાં જે મર્યાદા ભકતો છે તેને પ્રથમ જો કે અક્ષર પ્રાપ્તિ છે પણ જ્ઞાની કરતાં તેને અક્ષર પ્રાપ્તિમાં વિલક્ષણતા છે. જ્ઞાનીને ફક્ત સંસારના દુઃખનાં નિવૃત્તિનીજ અપેક્ષા હોવાથી જેમ નદી સમુદ્રમાં મળી જાય છે પણ મર્યાદા ભકતોને તો અક્ષર સ્વરૂપના દર્શન સ્પર્શ અને તેની સાથે સંભાષણની ભાવના હોવાથી તેને તેવી પ્રાપ્તિ થાય છે અને તેવા મર્યાદા ભકતોપર વિશેષ કૃપા થતાં પુરૂષોત્તમનાં દર્શનાદિક પણ ક્રમે ક્રમે થાય છે.

**भक्त्यभावे तु तारस्थो यथा दुष्टैः स्वकर्मभिः ॥**
**अन्यथा भावमापन्नः तस्मात्स्थानाच्च नश्यति ॥ २० ॥**

અર્થ—જે પ્રમાણે ગંગાતીરને વિષે રહેલો પોતાના દુષ્ટ કર્મથી અન્યથા ભાવને પામેલો તે સ્થાનથી નાશ પામે છે, તે પ્રમાણે ભકિતના અભાવમાં પણ ઉત્તમસ્થાનમાં એટલે બ્રહ્મયોનિમાં અથવા ભકતને ત્યા જન્મ થયા છતાં પોતાના દુષ્ટ કર્મવડે નાશ પામે છે.

